# સહકારી મંડળીઓનો કાયદો.



નાનાભાઈ લાલભાઈ વકીલ,

સુરત.

૧૯૨૬.

# સહકારી મંડળીઓનો કાયદો

(મુંબઈ એક્ટ નં. ૭ સને ૧૯૨૫)

જેમાં

અંગ્રેજી તથા ગુજરાતીમાં કાયદાની કલમો, તે ઉપર સંપૂર્ણ વિવેચન
તથા ટીકા, હાઈ કોર્ટે આપેલા ફેંસલા, સરકારની જાહેરાતો,
તથા ૧૯૧૨ના હિંદી સહકારી કાયદા સાથે તુલનાનો
સમાવેશ કરવામાં આવ્યો છે.

---


લેખક અને પ્રકાશક:

**નાનાભાઈ લાલભાઈ વકીલ.**

મુંબઈ સેન્ટ્રલ કો-ઑપરેટીવ ઇન્સ્ટીટયુટની
સુરત જીલ્લા શાખાના માનદ્ મંત્રી.


---


**પ્રો. હિરાલાલ લલ્લુભાઈ કાજી.**

એમ એ., બી. એસ. સી., એફ. એસ. એસ., આઈ. ઈ. એસ., જે. પી.
મુંબઈ સેન્ટ્રલ કો-ઑપરેટીવ ઇન્સ્ટીટયુટની
મુંબઈ વિભાગી શાખાના અધ્યક્ષ,


એમણે લખેલી ભૂમિકા સહીત.

---


પ્રથમ આવૃત્તિ: પ્રત ૧૦૦૦.


---



---


મુદ્રક:
ધી સુરત કો-ઓપરેટીવ પ્રીન્ટીંગ પ્રેસ લી૰માં જે. ડબ્લ્યુ. રાઠોડે છાપ્યો.

---

મૂલ્ય દોઢ રૂપીઓ.

---

સુરત:

[ઈ૦ સ૦ ૧૯૨૬]. [વિ૦ સં૦ ૧૯૮૨.

દિવાન બહાદુર અંબાશંકર ઉત્તમરામ મલજી,

ઉત્તર વિભાગોની સહકારી મંડળીઓના

ડિવીઝનલ ઓનરરી ઓરગેનાઇઝર,

અને

પ્રાન્તિક કો-ઑપરેટીવ ઇન્સ્ટીટ્યુટની

ગુજરાત વિભાગી શાખાના પ્રમુખ,

**ભરૂચ.**

આ એકટ ઘડવામાં અને તેને પ્રાન્તિક ધારાસભામાં પસાર કરાવવામાં આપે અગ્રગણ્ય સહકારી સભ્ય તરીકે ભાગ લીધો હતો;

મુંબઇ ઇલાકામાં સહકારી પ્રવૃત્તિના આપ એક નેતા છો;

ગુજરાતમાં સહકારી હિલચાલના આપ આત્મારૂપ છો;

સહકારની સેવા એ આપનો ધર્મ સમજો છો;

આ સર્વથી આકર્ષાઇ હું આ પુસ્તક

પ્રેમભાવથી આપને અર્પણ

કરૂં છું.

# ભૂમિકા.

---

વીસમી સદીની શરૂઆતથી હિંદુસ્તાનમાં ખેડુતોની સ્થિતિ તરફ સરકારનું લક્ષ દોરવાયું. ખેતી માટે પ્રતિવર્ષે નાણાંની જરૂર પડે છે; ખેડુત પાસે બચત રકમ કાંઇ હોતી નથી, તેથી ગામના શેઠ, શાહુકાર પાસે કર્જે નાણાં લેવાં પડે છે. કર્જે લીધેલાં નાણાં ઉપર વ્યાજનો મ્હોટો દર આપવો પડે છે; બાર આનાની તેરીખ તો શું; પણ ટકો, દોઢ ટકો, બે ટકા અને કોઇક કોઇક વેળા તેથી પણ વધારે તેરીખે કર્જ લેવું પડે છે. વળી ખેડુતના નિરક્ષરપણાને લઇ, વ્યાજની ગણત્રી અને દેવું ભરપાઈ કરવા માટ હપ્તાની રકમ વગેરે બાબતોમા પણ ઘણો ગોટાળો રહે છે, અને શેઠ, શાહુકારના પંજામા એકવાર આવ્યા પછી, ખેડુતથી તેમાંથી મુકિત મેળવી શકાતી નથી. લીધેલાં નાણાથી ખેતી કરી પાક સારો થાય તો કર્જમાંથી મુક્તિ જલ્દી મળી જવાનો સંભવ સાધારણ રીતે માની શકાય; પરંતુ, પાક તૈયાર થાય તે પહેલાં, કે તૈયાર થયા પછી, અને ઘણીવાર કાપણી કરી અનાજ ખળામાં આવ્યા પછી, ખેડુત પોતાના લેણદાર સાહુકારનેજ પોતાના ખેતરનો પાક વેચે છે, અને બજાર, પીઠમા ચાલુ ભાવથી અજાણ હોવાથી, તેને ઓછો ભાવ ઉપજે છે. આવા વિચિત્ર સંજોગોમાં ખેડુતની આર્થિક સ્થિતિ દિનપર દિન ખરાબ થતી જાય છે, અને તે કાયમનો દેવાદાર, શેઠ શાહુકારનો આશ્રિત ગુલામ થઇ રહે છે. સર્વ ધંધામાં કેહવાતી, ગણાતી ઉત્તમ ખેતી, કનિષ્ઠ બની જાય છે, અને હિંદુસ્તાનની વસ્તીના પોણા ભાગથી પણ વધારે પ્રમાણનું નિર્વાહ-સાધન ખેતી હોઇ, સમસ્ત ભારતવર્ષની પ્રગતિને સ્થાને અધોગતિ થતી જાય છે. આવી દુઃખજનક વસ્તુસ્થિતિ તરફ સરકારનું લક્ષ દોરવાયું; સ્થિતિની તપાસ, સાધનના સંશોધનં માટે પ્રયાસ થયા; અને તેના પરિણામે જર્મનિનું અનુકરણ કરી સને ૧૯૦૪માં હિંદમાં સહકાર પ્રવૃત્તિનો જન્મ થયો.

મુડીવાદના યુગમાં શ્રીમંતની સામે રંકથી બાથ ભીડાતી નથી. શ્રીમંતની શ્રીમંતાઇ વધતી જાય છે, રંક વધુ રંક બનતો જાય છે. રંકને સ્વાતંત્ર્ય ગુમાવી પરતંત્રતા સ્વીકારવી પડે છે. કહેવાતા સ્વાતંત્ર્યના યુગમાં, મુડીવાદ ગુલામગીરી જેવીજ પરિસ્થિતિ ઉપસ્થિત કરે છે. ખેડુત શાહુકારનો દાસ, કારીગર કારખાનાવાળાનો દાસ, સર્વ વ્યાપારીના દાસ. શાહુકારની

દયા ઉપર ખેડુતના જીવનનો આધાર; કારખાનાવાળાના દયા ઉપર કારીગર, મજુરના રોજનો આધાર; વ્યાપારીની દયા ઉપર ઘણે ભાગે દરરોજના વપરાશની વસ્તુઓના ભાવનો આધાર; મ્હોટાં શહેરોમા ઘરધણીની દયા ઉપર ભાડુતોના ભાડાનો આધાર. માલ ઉત્પાદકો તથા માલવાપરનાર બન્ને પક્ષને સાંધનાર, બન્ને પક્ષની કેહવાતી સેવા કરનાર મધ્યસ્થ પક્ષ મુડીના બળ વડે બન્નેને ક્ષીણ બનાવી પોતાની સત્તામાં વૃદ્ધિ કરી શકે છે. ઉત્પાદકને માલની કિંમત ઓછી ઉપજે, વાપરનારને માલનો ભાવ વધારે આપવો પડે, અને વચલો ગાળો વચગાળાનો મધ્યસ્થ વ્યાપારી શ્રીમંત વર્ગ હજમ કરી જાય છે. નૈતિક દ્રષ્ટિએ નબળાની ગરજનો લાભ લેવો અનિચ્છ છે; પરંતુ આ યુગમાં સામાની ગરજ એ આપણો લાગ ગણવામાં આવે છે; અને તેમ લાગ સાધવામાં નીતિનું ઉલ્લંઘન થાય છે, એમ માનવામા આવતું નથી. ખેડુતને નાણાંની ભીડ હોય ત્યારે ગ્રામ્ય શાહુકાર મનમાનતો વ્યાજનો દર લેવા, તે ઉપરાત કોથળી છોડામણ જેવી અન્ય યુકિતઓ કરવા, કર્જ વસુલાતને બ્હાને તૈયાર થએલો પાક ઓછે ભાવે પડાવી લેવા, નિરક્ષરપણાનો લાભ લઇ, હિસાબમાં તથા તૈયાર થએલા પાકના વજન કરવામાં ગોટાળો કરવા એ પ્રમાણે અનેક રીતે ખેડુતની ગરજનો પુરો લાભ લેવા એ ચુકતો નથી. વણકર જેવા ઘરગથ્થુ ઉદ્યોગ કરનાર કારીગરને તેજ પ્રમાણે નાગરિક શ્રીમંત ચીરવા ચુકતો નથી. વ્યાપારી માલનો મ્હોટો જથ્થો હાથ કરી માલ વેચવાના ભાવ નચાવે છે, તેજી મંદી કુદરતી પાક ઉપર ન અવલંબતાં, વ્યાપારી વર્ગનું રમકડું થઈ પડે છે; અને પરિણામ માલ વાપરનાર એટલે દરેક મનુષ્યને સોસવું પડે છે. મ્હોટા કારખાનામા મજુર વર્ગને રોજ બને તેટલો ઓછો આપવો; નફો મેળવવામા સહાય આપનાર મજુર વર્ગને નફાનો ભાગ ન આપવો; પરંતુ મીલ એજન્ટોના ખીસ્સા ભરવા, શેર હોલ્ડરોએ શરૂઆતમા શેર ખરીદી મુડી આપી માટે તેને નફાનો ભાગ શરૂઆતમા નહીં, પરંતુ પ્રતિવર્ષે, મ્હોટા ડીવીડન્ડના રૂપમાં આપ્યા જવો, એમાં સમાજના આ આર્થિક બંધારણની કારખાના પદ્ધતિમા ન્યાય નીતિ મનાય છે. આર્થિક નબળાઇના ભોગ થઇ પડેલા મનુષ્યો આવી પરિસ્થિતિ સામે બાથ ભીડી શકતા નથી; પરંતુ બળવાનને એક નિર્બળ પ્હોચી ન શકે પણ નિર્બળોનું ટોળું પ્હોચી વળે ખરૂં. મુડી બળની સામે સંઘ બળ થઇ શકે, સમાજનું પ્રચલિત અનિચ્છ બધારણ સુધારી શકે, ન્યાય નીતિના ખરા સ્વરૂપ સમજાવી શકે અને દેશની ખરી ઉન્નતિ સાધી શકે.

સંઘ બળની પ્રબળતા સર્વ માન્ય છે. એ બળના આર્થિક વિષયક ત્રણ મુખ્ય પ્રકાર છે, નાશાત્મક, અસહકારી અને રચનાત્મક. નાશાત્મક સંઘ બળ એ સમાજવાદ છે (Socialism), અને સમાજવાદ આર્થિક વિગ્રહ અને યુરોપીય રૂશીયામાં થયુ તેમ કેટલોકવાર આયુધ અને રકતરેલસહ વિગ્રહનું રૂપ ગ્રહણ કરે છે. મુડીવાદ અનિષ્ઠ ગણી, તેને નિર્મૂળ કરવા સમાજવાદ આવા સ્વરૂપ ધરી યશ મેળવે તોપણ તેમાં સમાજને ખરેખરો લાભ છે કે કેમ શંકાસ્પદ છે. અસહકારી સંઘબળની રૂઢી ઈંગ્લન્ડમાં ઘણી. પ્રચલીત છે. કારખાનાવાળાઓ મજુરોને રોજ ઓછા આપે તેઓ પાસે ઘણા કલાકો સુધી વૈતરૂં કરાવે, કારખાનામા કામ કરવાની બરાબર સગવડ ન આપે તો પ્રત્યેક ધંધામા કામ કરનાર મજુર સેના સંઘબળ વડે, હડતાળ રૂપી રૂસણું લઇ પોતાનો અસહકાર પ્રદર્શિત કરે છે, અને પૂરો નહીં તો થોડો ઘણો પણ ન્યાય મેળવી શકે છે. સમાજવાદ મુડીવાદની વિરૂદ્ધ છે; એટલુંજ નહિ પણ વ્યક્તિગત મુડી તેને અસ્વીકાર્ય છે. અસહકારી સંઘ બળ જેને આપણે મજુર સંઘવાદ (Trade Unionism) તરીકે જાણીએ છીએ, તે સમાજનું પ્રચલિત બધારણ સ્વીકારી, આર્થિક નિર્બળોને જોઇતો ન્યાય મેળવવા સઘબળનો ઉપયોગ કરે છે; તેને મુડીવાદ સ્વીકારણીય છે; તેને વ્યકિતગત મુડી સ્વીકારણીય છે. ફકત મુડીવાળા સાથે વ્યકિતગત સમજુતીને સ્થાને તેઓ સંઘસમજુતીને ( Collective barganing ) પોતાનું મુખ્ય સાધન અને હડતાળને પોતાનું શ્રેષ્ઠ આયુધ બનાવે છે. આર્થિક સંઘબળનો ત્રીજો પ્રકાર રચનાત્મક છે. જે આર્થિક કાર્યમાં આપણે રોકાયા હોઇએ, જે આર્થિક ક્રિયા આપણે કરતા હોઇએ, તેમા મુડીવાદના પૈંડા નીચે કચરાઇ ન જતાં, તે કાર્ય કરનારા, તે ક્રિયા કરનારા એક નહિ પણ થોડા ઘણા મનુષ્યોનો એક સંઘ, એક મંડળી બને અને મુડીવાળાને યોગ્ય વ્યાજ, કામ કરનારને યોગ્ય રોજ, ઉત્પાદકને યોગ્ય બદલો, માલ વાપરનારને યોગ્ય ભાવે વેચાણ,-એ પ્રમાણે ન્યાય નીતિની પદ્ધતિએ ચાલે તો તે મંડળીની દરેક વ્યક્તિને લાભ થયા વિના રહે નહિ. આવો રચનાત્મક આર્થિક સઘબળ, એનું નામ સહકાર (Co-operation). સહકાર મુડીવાદની પ્રતિક્રિયા છે, પણ મુડીનું સ્વાગત કરે છે; સહકાર વચ્ચેના નફાખાઉ દલાલો વ્યાપારીઓના અન્યાયી વર્તનને ધિક્કારે છે; પણ ઉત્પાદક અને વાપરનારને સાંધનાર મધ્યમ વર્ગને ધિક્કારતો નથી; ફકત તેમને તેમની સેવાનું યોગ્ય મહેનતાણું મળે તે જોવા ખુશી છે. તેથી વધારે નહિ. સહ-

કારના સિદ્ધાન્તો અમલમાં આવે તો સમાજના ત્રણે વિભાગમાં–ઉત્પાદક, મધ્યસ્થ, અને વાપરનાર, સર્વેમાં દ્રવ્યની યોગ્ય વહેંચણી થાય દ્રવ્યની ન્યાયી વ્હેંચણી ( Distributive Justice ) એ સહકારનો મંગળસૂત્ર છે. મજુરો મળી કારખાનાવાળાઓને દબાવે, ખેડુતો મળી શાહુકારોને કચરે, માલ વાપરનારા મધ્યસ્થ વેપારીને સતાવે, એ સહકારને અરૂચીકર છે. સમાજમાં સર્વ વર્ગ પોતપોતાની સેવાના પ્રમાણમાં બદલો મેળવે, એજ સહકારનો આશય છે. આ ઉપરથી સમજાશે કે સહકાર શુ છે. સરખાજ આર્થિક કાર્ય કે ક્રિયામાં ગુંથાએલા થોડા ઘણા મનુષ્યો ભેગા મળીને તે કાર્ય કે ક્રિયા કરે અને તેથી જે નફો મળે તે સર્વમા ન્યાયથી વ્હેંચે જેથી દરેકની નિર્બળતા દૂર થઇ આર્થિક સ્થિતિ સુધરે, તે સહકાર. આવી પદ્ધતિથી કાર્ય કરવામા યશ મળે તે માટે સહકારીઓમાં ચારિત્ર્ય બળની જરૂર છે. અન્ય જણ આપણને મદદ કરશે એવી આશા ન રાખતાં, આપણેજ આપણા પગ ઉપર ઉભા રહેવું; કરકસરથી વ્યવહાર ધંધો ચલાવી, થોડું ઘણું પણ બચાવતા શીખવું; આપણા મંડળના અન્ય સભ્યો સાથે ભ્રાતૃભાવ રાખવો, તેમને મદદ કરવા તત્પર રહેવું; આવી સદભાવનાઓ સહકારના અનુયાયીને હોવીજ જોઇએ. સહકારને નામે નિર્બળોની મંડળીમાંનો કોઇક ચાલાક સભ્ય ચાલાકી વાપરી જઈ, બીજાને દગો દે એ સહકાર નહિ; પણ છુપાએલો મુડીવાદ. સહકારી હૃદયમાં કેવી ભાવના આવશ્યક છે, તેનો ઇંગ્રેજી સહકારી વરીષ્ઠ સંસ્થાએ સ્વીકારેલા સુત્રમાં સમાવેશ થાય છે. પ્રત્યેક વ્યક્તિ સર્વ માટે છે અને સર્વ પ્રત્યેક માટે છે (Each for all and all for Each). સહકાર ચારિત્ર્ય સુધારક છે; નિર્બળોનો આશ્રય છે; નિરાધારનો આધાર છે અને રંકનો ઉગારનાર છે. સહકાર આર્થિક અને નૈતિક લાભ ઉપરાંત, નાગરિક ગુણો પણ વિકસાવનાર છે. મંડળીઓના વહિવટથી પરસ્પર ઓળખાણ, તરેહ તરેહના માણસો સાથે હળીમળીને કામ કરવાની ખુબી, પ્રતિનિધિ મંડળો મારફત કાર્ય લેવાની પદ્ધતિનો પરિચય, ચુંટણી, મતાધિકાર, એવા અનેક લાભથી સ્વરાજ્ય માટે પાયો ચણનાર, સહકાર છે. હિંદ ગરીબ છે; લોકોમાં નિરક્ષરપણું ઘણું છે; પરરાજ્ય છે. હિંદને સમૃદ્ધિની રેલછેલ જોઇએ છે; લોકો ચારિત્ર્યવાન બની આગળ વધતા બને એવી ઇચ્છા છે; હિંદ સ્વરાજ્ય માટે તલસે છે. એટલે હિંદ માટે સહકારના નૈતિક અર્થસૂચક ઇંગ્રેજી સુત્રને સ્થાને, સહકારની અગત્ય સૂચક 'વિના સહકાર નહી ઉદ્ધાર' એ સુત્રજ માનનીય છે.

શરૂઆતમાં જણાવ્યું છે, તેમ હિંદમાં ખેડુતોની ખરાબ સ્થિતિ તરફ સરકારનું લક્ષ દોરવાયું અને તેમને પણ સહેજ જણાયું કે 'વિના સહકાર નહીં ઉદ્ધાર.' સાધનહીન ખેડુતને શાહુકારના ભોગ થઇ જવા દેવા કરતાં સ્વાશ્રયી, કરકસર અને પરસ્પર સહાયના સુત્રમય સહકારની આર્થિક પદ્ધતિ વડે તેનો ઉધ્ધારનો માર્ગ લેવામાંજ શ્રેય છે. એકજ ગામના ખેડુતો થોડા ઘણા ભેગા થઇ જે કાંઇ થોડું પોતે બચાવી શકે એટલી રકમ એકત્રીત કરે, તેઓની એકત્રીત શાખ ઉપર ગામના અન્ય જનો પાસે કે ખુદ સરકાર પાસે થાપણો કે કર્જ યોગ્ય વ્યાજે મેળવે, એ પ્રમાણે મેળવેલા નાણાંમાંથી પોતામાંથી જેને જેને જરૂર હોય તેને થોડો વટાવ રાખી, નવ દશ ટકાના વ્યાજના દરે કર્જ આપે તો પોતાના દ્રવ્યનો અયોગ્ય લાભ, લેનાર શાહુકારની અનુકંપામાંથી મુક્તિ મેળવી શકાય, અને ખેડુતો દિન પર દિન પોતાની સ્થિતિ સુધારી શકે. આવી રીતે ખેડુતો માટે સહકારી શરાફી મંડળીઓ સ્થાપવામાં સરકારને મુક્તિ માર્ગ સુઝયો. પ્રજામાં સરકારના વિચારના પ્રચાર કરવાનું કાર્ય નિરક્ષરપણાના દોષને લઇ ઘણુંજ કઠીન જણાયું. મંડળીઓ સ્થાપવી તો કેવી પધ્ધતિએ સ્થાપવી, ક્યા ધોરણસર કામ લેવું, મંડળીએ પોતાના સભ્યોને કેવી શરતે નાણાં ધીરવાં, કેવી રીતે વસુલ કરવા એવી અનેક બાબતોનું વ્યવસ્થિત રીતે નિરાકરણ કરવાનું કાર્ય ઘણું જરૂરનું લાગ્યું. સ્થાપેલી મંડળીઓ સહકારી સિધ્ધાન્તોને અનુસરે છે કે કેમ અને નાણાંનો કાંઇ ગોટાળો થતો નથી, તે તપાસ રાખવાનું કાર્ય પણ અતિ અગત્યનું જણાયું. તેથી સને ૧૯૦૪ માં ધી ઇંડિઅન કો–ઓપરેટીવ સોસાઇટીઝ એક્ટ પસાર કરવામા આવ્યો, અને હિંદના દરેક પ્રાન્તોમાં સહકારી ખાતું ખોલવામાં આવ્યું. તે ખાતાના વડા અધિકારી રજીસ્ટ્રાર, તેમના હાથ નીચે પ્રાન્તના કુદરતી વિભાગો માટે મદદનીશ રજીસ્ટ્રારો, તેમના હાથ નીચે પ્રત્યેક જીલ્લામા હિસાબ તપાસી સલાહ આપનાર ઓડીટરો, આવી કાંઇક વ્યવસ્થા થઇ. સહકારી મંડળીઓને ઉત્તેજન આપવું. તેને બને તેટલી મદદ કરવી, એ સરકારની રાજનીતિનું એક અતિ અગત્યનું અંગ થયું. સહકારી મંડળીઓને અનેક પ્રકારની સગવડો આપવામાં આવી; અનેક પ્રકારના હકો બક્ષવામાં આવ્યા; સ્ટેમ્પ, રજીસ્ટ્રેશન, ઇંકમટેક્સના ધારાઓ સહકારી મંડળીઓને લાગુ ન પડે; કજીઓ કોર્ટે ચઢીને નાણાંની ખરાબી થઇ, વખત, મહેનતનો

વ્યય ન કરવો પડે તે માટે લવાદની ખાસ સગવડ, એવા અનેક પ્રકારના ઉત્તેજનના ઉપાયો યોજાયા. આ પ્રમાણે સહકારી મંડળીઓ વ્યવસ્થીત રીતે અસ્તિત્વમા આવે અને વ્યવસ્થિત રીતે ચાલે તે માટે બંદોબસ્ત કર્યો. સરકારની આવી રાજનીતિની પ્રજામા માહિતી ફેલાવવા માટે પ્રજાને સહકારને માર્ગે વાળવા, રજીસ્ટ્રાર અને તેના હાથ નીચેના અધિકારીઓને સહાય આપવા માટે પ્રત્યેક જીલ્લામા, તાલુકામા પ્રતિષ્ઠીત ગૃહસ્થોને માનદ્ સહકારી પ્રચારકો તરીકે નીમવામા આવ્યા. પ્રચારકોના પ્રયાસથી, અધિકારીઓની સૂચના અને દેખરેખથી જોતજોતામાં સહકારી શરાફી મંડળીઓની સંખ્યા વધવા લાગી, અને સહકાર ધર્મના અનુયાયીઓની સંખ્યામા વૃધ્ધિ થતી ગઇ.

થોડાક વર્ષોના અનુભવથી ગ્રામ્ય શરાફી મંડળીઓના બંધારણમાં કાઇ કાંઈ ખામીઓ નજરે પડી; સહકાર એકલા ખેડુતો માટેજ છે, અને તે પણ તેઓને ખેતીના કાર્ય માટે જોઇતા નાણાંની સગવડ કરી આપવા માટેજ, એવા સહકારના સંકુચિત અર્થને સ્થાને વિશાળ ક્ષેત્રમા પણ સહકારની ઉપયોગીતા સ્વીકારવામા આવી. શહેરોમા કારીગર લોકોને પણ ખેડુત જેવી નાણાંની જરૂર પડે છે, માટે નાગરિક શરાફી મંડળીઓ પણ ઉપયોગી લાગી. ખેતી માટે બી, ખાતર, હળ વગેરે ઓજાર પૂરા પાડનાર મંડળીઓની અગત્ય ઘણી છે, તે જણાયું; અને દરરોજની ઘર વપરાશની વસ્તુઓ વ્યાજબી ભાવે પૂરી પાડનાર સહકારી ભંડારો પણ શ્રયકર છે, એમ સ્વીકારવામા આવ્યું. તેથી સને ૧૯૧૨મા ધી ઇંડિઅન કોઓપરેટીવ એકટમા સુધારો વધારો કરવામા આવ્યો, અને ત્યાર પછી સહકારને વધુ ફળદાયી કેમ બનાવવો તેનું બારીકાઇથી નિરીક્ષણ કરી, યોગ્ય ઉપાયો, માર્ગો સુચવવા સરકારે એક કમિટિ નીમી; કમિટિના અધ્યક્ષ સર એડવર્ડ મેકલેગન હતા, સભ્યોમાના એક મુંબાઇના સુપ્રસિધ્ધ સહકારી નેતા નામદાર લલ્લુભાઇ શામળદાસ હતા, ને મંત્રી, મુંબાઇની સહકારી મંડળીઓના રજીસ્ટ્રાર સાહેબ મી. યુએન્ક હતા. તે કમિટિનો રિપોર્ટ સને ૧૯૧૫માં બહાર પડ્યો, તે રિપોર્ટની સુચનાઓ ઘણી વ્યવહારૂ ને ઉપયોગી છે. હિંદમાં હાલનું સહકારી મંડળીઓનું બંધારણ ઘણે ભાગે તેના ઉપર રચાએલું છે. સહકારી શરાફી મંડળીઓને સરકાર સહાય આપતી હતી, માટે સહકાર અને સરકારને અંગત સંબંધ પ્રજામાં માનવામાં આવ્યો. સરકાર પ્રેરીત પણ પ્રજાકીય, સરકારની સહાયવાળી પણ આર્થિક, આ સહકારી હિલચાલ છે, તે જન-

સમાજની બરાબર સમજમાં ન આવ્યું, માટે ગ્રામ્ય શરાફી મંડળીઓમાંથી સરકારી નાણાં ધીમે ધીમે ખેંચી લઈ, મધ્યવર્તી જીલ્લા સહકારી બેન્કોની સ્થાપના કરવામાં આવી; પ્રાન્તિક સહકારી બેન્ક યોજાઇ, અને સહકારી પ્રવૃત્તિમાં નાણા બંધારણમા મુખ્ય અને અતિ ઉપયોગી સંસ્થા તરીકે કાર્ય કરવા લાગી. શહેરોમાં નાગરિક બેન્કોની શરૂઆત થવા માંડી; ઉત્પાદકો માટે શરાફી મંડળીઓ અને ઉત્પાદક મંડળીઓ, માલ વાપરનાર માટે સહકારી ભંડારો અને મંડળીઓ મ્હોટા શહેરોમા મકાનની તંગીને લીધે ભાડુતોને પડતી મુશ્કેલીઓ દૂર કરવા, હાઉસીગ મંડળીઓ, મજુરોને રસ્તા બાંધવા વગેરે કામકાજમા સતાવતા કૉનટ્રેકટરોના ત્રાસ દૂર કરવા, મજુર મંડળીઓ, ખેડુતોનો તૈયાર થએલો પાક વેચવા માટે મંડળીઓ એક પછી એક સ્થપાવવા માંડી અને આજે એકલા મુબાઇ ઇલાકામાં સહકારી મંડળીઓની સંખ્યા ૪૦૦૦ થી વધારે છે. સહકારી ધર્મનો ફેલાવો કરવામાં માનદ સહકારી પ્રચારકોએ કિંમતી ફાળો આપ્યો છે. પરંતુ પ્રચારકો પણ ધોરણસર કામ કરે, અને પ્રચાર સાથે સહકારી શિક્ષણ અને મંડળીઓ ઉપર દેખરેખનું કાર્ય ઉપાડી લે; તો તે ધીમે ધીમે સહકાર સરકારી મટી રાષ્ટ્રીય બને, એવા વિચારથી મુંબાઇમાં સને ૧૯૧૮ મા બોમ્બે સેન્ટ્રલ કોઓપરેટીવ ઇન્સ્ટીટયુટ નામની સંસ્થા અસ્તિત્વમાં આવી. પોતાનું કાર્ય સારી રીતે બજાવવા માટે આ સંસ્થાની ઇલાકાના પ્રત્યેક કુદરતી વિભાગમા એક એક શાખા છે, અને પ્રત્યેક જીલ્લામાં વિભાગી શાખાની જીલ્લા શાખાઓ છે. મંડળીઓના મંત્રીઓ, વ્યવસ્થાપક પંચોના સભ્યો, વગેરે સહકારી કાર્યકર્તાઓના શિક્ષણાર્થે આ શાખાઓ તરફથી શિક્ષણ વર્ગો કાઢવામાં આવે છે, અને તેમાં સહકારી મંડળીઓને લગતી દરેક બાબતો ઉપર માહિતી આપવામાં આવે છે; પરંતુ સારા વકતા, અને અનુભવી શિક્ષકોના વિવેચનોનું અધ્યયન એકલું બસ નથી. તેની સાથે પુસ્તકોનું મનન આવશ્યક છે. દુર્ભાગ્યે હજી સહકારી સાહિત્યની ખોટ છે; સહકારી મંડળીઓના કાર્યવાહકોને ઉપયોગી થઇ પડે એવા પુસ્તકોનો અભાવ છે.

આ પુસ્તકના કર્તા રા. ન્હાનાલાલ મ્હારા સ્નેહિ છે, બૉમ્બે સેન્ટ્રલ કોઑપરેટીવ ઇનસ્ટીટયુટની ગુજરાત વિભાગી શાખાની સુરતની જીલ્લા શાખાના એઓ માનદ મંત્રી તરીકે આજ બે ત્રણ વર્ષો થયાં ઉત્સાહથી કામ કરે છે, અને તેમને ગુજરાતીમા સહકારી સાહિત્યની ખોટ જણાય એ

સ્વભાવિક છે. સહકારી મંડળીઓ સંબંધી જ્ઞાનનો પાયો મુંબાઇ સરકારે ગત વર્ષમાં પસાર કરેલો સહકારી કાયદો ગણી શકાય. રા. ન્હાનાલાલ સુરત જીલ્લા કોર્ટમાં વકીલ છે, અને જનસેવા કરવાની તેમને તીવ્ર ઇચ્છા છે. તેમણે ગુજરાતીમાં સહકારી સાહિત્યમાં પોતા તરફના ફાળા તરીકે આ સહકારી કાયદાનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું તે ઉચીતજ છે. એ પુસ્તકમાં સહકારી કાયદો, ટીકા સમજુતી સાથે સરળ, અને સાદી ભાષામાં આપવામાં આવ્યો છે, એટલે ગુજરાતના સહકારી કાર્ય કરનારાઓને આ એમનું પુસ્તક અતિ ઉપયોગી નીવડશે, એમ મ્હને ભરોસો છે. ભાઇ ન્હાનાલાલના આ પ્રયાસથી ઉત્તેજીત થઇ અન્ય જનસેવક સહકારી બંધુઓ પણ સહકારી સાહિત્યની અભિવૃદ્ધિ કરશે, અને સહકારી શિક્ષણમાં અને સહકારી ધર્મના પ્રચારમાં પોતપોતાનો ફાળો આપશે એવી મ્હને આશા રહે છે.

ડુમસ, સંવત ૧૯૮૨
રામનવમી, વાર બુધ.

હિરાલાલ લલ્લુભાઈ કાજી.



# પ્રસ્તાવના.

---

સહકારી મંડળીઓનો મ્હને કેટલાંક વર્ષ થયાં પરીચય થયો. મંડળીઓના હેતુ ઉચ્ચ, આશય ઉચ્ચ, વહીવટ સાદો અને સરળ છે. મંડળીઓ હિંદી પ્રજાના આર્થિક ઉત્કર્ષનું ઉત્તમ સાધન છે, ખેતીની ઉન્નતિકારક છે, કારીગરોને માર્ગદર્શક છે, જનસમાજની હીતવર્ધક છે. આ સર્વથી હું સહકારી પ્રવૃત્તિ તરફ આકર્ષાયો અને આ પ્રવૃત્તિના પ્રચારાર્થે મુંબઇ પ્રાન્તિક સહકારી વરિષ્ઠ મંદીરની સુરત જીલ્લા શાખાના માનદ્ મંત્રીનું પદ મે સ્વિકાર્યું. પરીચય થતાં, મંડળીઓના વહીવટમા મ્હને કેટલીક ખામીઓ જણાઇ. તેનાં કારણ તપાસતાં, ખેડુતોનું નિરક્ષરપણું તથા ગુજરાતીમા સહકારી સાહિત્યનો અભાવ, એ ખાસ જણાયાં. સહકારી મંડળીઓના કાર્યવાહકોના શિક્ષણાર્થે, ગુજરાત વિભાગી શાખા તરફથી તેમજ સુરત જીલ્લાની શાખા તરફથી શિક્ષણ વર્ગ ખોલવામાં આવતા અને તે પ્રસંગે સહકાર વિષયક સારૂં જ્ઞાન ધરાવનાર સહકાર સેવકો સારાં સારાં વ્યાખ્યાનો આપતા, પરંતુ અભ્યાસ યોગ્ય રીતે કરવામાં, વ્યાખ્યાનોની ઉતાવળથી લીધેલી નોધ પુરતી નીવડતી નહીં અને કોઇક સારા પુસ્તકની ખોટ જણાતી. સહકારી મંડળીઓના મત્રીઓને વ્યવસ્થાપક પંચોના સભ્યોને સહકારી કાયદાનો અભ્યાસ મ્હને પ્રથમ જરૂરનો જણાયો. કાયદેસર મંડળીઓને શા શા હક સરકાર તરફથી મળ્યા છે, ગોટાળો થતાં તેની તપાસ કેવી રીતે કરવી, તકરાર થતાં લવાદની નિમણુંક કેવી રીતે કરવી, નફાની વ્હેચણી કેમ કરવી, વિગેરે અનેક વિગતોની માહીતી આવશ્યક છે એમ મ્હને લાગ્યું. તેથી સહકારી સાહિત્યમા મ્હારા ફાળા તરીકે મુંબઇ સહકારી કાયદો ટીકા સમજુતી સહીત પ્રસિધ્ધ કરવાનો મ્હને વિચાર સ્ફુર્યો. મુંબઇના પ્રાન્તિક સહકારી વરિષ્ઠ મંદીરની મુંબઇ વિભાગી શાખાના અધ્યક્ષ અને ધી બોમ્બે કો-ઓપરેટીવ ન્યુસ નામના માસિક તથા ધી બોમ્બે કૉ-ઓપરેટીવ ક્વૉટરલીના તંત્રી મારા પરમ સ્નેહિ પ્રોફેસર હિરાલાલ લલ્લુભાઇ કાજીની સાથે આ બાબત વાતચીત થતાં, મ્હારા આ વિચારને પુષ્ટી મળી, અને વિચાર મટી નિશ્ચય થયો.

પ્રથમ હિંદી સરકારે સહકારી કાયદો સને ૧૯૦૪મા પસાર કર્યો. તેમાં સમયાનુસાર, આઠ વર્ષના અનુભવ પ્રેરીત યોગ્ય ફેરફાર સને ૧૯૧૨મ

કરવામાં આવ્યો. મહાન યુરોપીય વિગ્રહની અંતે હિંદને રાષ્ટ્રીય હક્કો બક્ષવામાં આવ્યા તેને પરિણામે કેટલાક વિષયો પ્રાન્તિક સરકારોને સોંપી દેવામાં આવ્યા. તેમાંનો એક સહકાર હતો. તે વખતના મુંબઇ સરકારના સહકારી ખાતાના રજિસ્ટ્રાર મી. ઑટો રૅાથફેલ્ડ સાહેબને સને ૧૯૧૨ના હિંદી સહકારી કાયદામાં સુધારો કરી મુંબઇ ઇલાકાને વધુ અનુકુળ પડે તેવો સહકારી કાયદો પસાર કરાવવા ઇચ્છા થઇ. તેમણે ખરડો ઘડી કાઢયો, પરંતુ મુંબઇ ધારાસભા આગળ એ ખરડો રજુ થાય તે પ્હેલાં કેટલાક અનિવાર્ય સંજોગોને લઇ, રોથફેલ્ડ સાહેબ નોકરી છોડી, સ્વદેશ ગયા. નવા રજીસ્ટ્રાર મી. મદન સાહેબે કામ ઉપાડી લીધું; ખરડો સહકારી નેતાઓ તથા મુખ્ય સહકારી સંસ્થાઓને અભિપ્રાય માટે મોકલી આપ્યો; સહકારી પરિષદોમાં તે ઉપર ચર્ચા થઇ; સઘળી સુચનાઓ ધ્યાનમાં લઇ, છેવટનો ખરડો ધારાસભામાં રજુ થયો; અને એ કાયદો પસાર કરાવવામાં સહાય આપવા માટે મુંબઇ પ્રાન્તિક સહકારી વરિષ્ઠ મંદીરની ગુજરાત વિભાગી શાખાના અધ્યક્ષ અને ગુજરાતના વિભાગી સહકારી પ્રચારક દીવાન બ્હાદૂર અંબાશંકર ઉત્તમરામ મલજી સાહેબની ધારાસભાના ખાસ સભાસદ તરીકે નિમણૂંક કરવામાં આવી. ધારાસભામા રસભેર ચર્ચા ચાલી; પ્રાન્તિક સહકારી વરિષ્ઠ મંદીર અને તેની શાખાઓની પ્રેરણાથી અનેક સુધારા રજુ થયાં અને કાંઇક કાંઇક ફેરફારો કરી સને ૧૯૨૫મા મુંબઇ સહકારી કાયદો પસાર થયો.

આ કાયદાનું પુસ્તક રચવામા પંજાબના રજીસ્ટ્રાર મી. એચ. કૅલવર્ટના 'સહકારી કાયદો અને સિદ્ધાન્તો' નામના પુસ્તકની સહાય ઘણે ભાગે લીધી છે. દરેક કલમ સાદી અને સરળ ભાષામાં સમજાવવા યત્ન કર્યો છે દરેક કલમ ઉપર સમજુતી, વિવેચન સાથે યોગ્ય ટીકા કરવામા આવી છે. અને ધારાસભામાં ચાલેલી ચર્ચાનો યોગ્ય સ્થાને સમાવેશ કર્યો છે. સને ૧૯૧૨ના કાયદા સાથે તુલના પણ કરી છે. પુસ્તકની ઉપયોગીતામા કાઇ ઉણપ ન રહે તે માટે પુરતો પ્રયાસ યથામતિ કર્યો છે.

આ પુસ્તક પ્રગટ કરવાની મ્હારી ઇચ્છાને પુષ્ટી આપી અટકી ન જતાં, પ્રોફેસર હિરાલાલ લલ્લુભાઈ કાજીએ તસ્દી લઇ, પ્રવેશક, બે બોલ, ભૂમિકા, લખી છે તે માટે હું તેમનો અત્યંત આભારી છું. હસ્ત લેખનો મ્હોટો ભાગ મ્હારા મિત્ર રાવસાહેબ પ્રાણવલ્લભદાસ બનાતવાળાએ વાંચી

સૂચનાઓ કરી મ્હને આભારી કર્યો છે. તેમજ મ્હારા મિત્ર રાજેશ્રી વંદ્રાવનદાસ છોટાલાલ જાદવે પણ વખતો વખત આ પુસ્તકના સંબંધમાં કીમતી સૂચનાઓ કરી છે તે માટે હું તેમનો પણ આભાર માનું છું.

આ પુસ્તકમાં ખામી તો હશેજ; કોઇ સહકાર સેવક તે તરફ મારૂં લક્ષ ખેંચશે અને સુધારા માટે સૂચના કરશે તો ઉપકાર થશે. સહકારી હીલચાલ દીનપરદીન આગળ વધતી જાય છે. શિક્ષણ વર્ગોમાં વધુ રસ લેવાય છે. તો આ મારો લઘુ પ્રયાસ ઉપયોગી નિવડશે અને અન્યને સહકારી સાહિત્યની ખીલવણી કરવા પ્રેરશે એ આશાથી હું આ પુસ્તક વાંચક વર્ગ સમક્ષ રજુ કરૂં છું.

સુરત,
તા. ૨૫-૪-૧૯૨૬ } નાનાભાઈ લાલભાઈ વકીલ.



# મુકાબલાનું પત્રક.

સને ૧૯૧૨ના કાયદાની કલમોનો આ કાયદાની કલમો સાથે મુકાબલો કરનારૂં પત્રક.

| સને ૧૯૧૨ના કાયદાની કલમ. | આ કાયદાની કલમ. | સને ૧૯૧૨ના કાયદાની કલમ. | આ કાયદાની કલમ. |
|---|---|---|---|
| ૧ | ૧, ૨ | ૨૫ | ૩૦ |
| ૨ | ૩ | ૨૬ | ૩૧ |
| ૩ | ૪ | ૨૭ | ૩૨ |
| ૪ | ૫ | ૨૮ | ૩૩ |
| ૫ | ૬ | | ૩૩ અ. નવી |
| ૬ | ૭ | ૨૯ | ૩૪ |
| ૭ | ૮ | ૩૦ | ૩૫ |
| ૮ | ૯ | ૩૧ | ૩૬ |
| ૯ | ૧૦ | ૩૨ | ૩૭ |
| ૧૦ | ૧૧ | | ૩૮ નવી |
| | ૧૨ નવી | ૩૩ | ૩૯ |
| | ૧૩ ,, | | ૪૦ નવી |
| | ૧૪ ,, | | ૪૧ ,, |
| | ૧૫ ,, | ૩૪ | ૪૨ |
| ૧૧ | ૧૬ | ૩૫ | ૪૩ |
| ૧૨ | ૧૭ | ૩૬ | ૪૪ |
| ૧૩ | ૧૮ | ૩૭ | ૪૫ |
| ૧૪ | ૧૯ | ૩૮ | ૪૬ |
| ૧૫ | ૨૦ | ૩૯ | ૪૭ |
| ૧૬ | ૨૧ | ૪૦ | ૪૮ |
| ૧૭ | ૨૨ | ૪૧ | ૪૯ |
| ૧૮ | ૨૩ | ૪૨ | ૫૦ |
| ૧૯ | ૨૪ | | ૫૦ અ નવી |
| ૨૦ | ૨૫ | ૪૨(૬) | ૫૧ |
| ૨૧ | ૨૬ | | ૫૨ નવી |
| ૨૨ | ૨૭ | | ૫૩ ,, |
| ૨૩ | ૨૮ | | ૫૪ ,, |
| ૨૪ | ૨૯ | | ૫૫ ,, |

| | | | |
|---|---|---|---|
| | ૫૬ નવી | ૪૭ | ૬૨ |
| | ૫૭ ,, | | ૬૩ નવી |
| | ૫૮ ,, | | ૬૪ ,, |
| | ૫૯ ,, | | ૬૪ અ. ,, |
| | ૬૦ ,, | ૪૮ | ૬૮ |
| | ૬૧ ,, | | ૬૯ નવી |
| ૪૩ | ૭૧ | | ૭૦ ,, |
| ૪૪ | ૬૫ | ૪૯ | ૭૨ |
| ૪૫ | ૬૬ | ૫૦ | ૭૩ |
| ૪૬ | ૬૭ | | |

## — નિવેદન —

આ પુસ્તક વાંચતી વખતે નીચેના શુદ્ધિ પત્રકપર ધ્યાન આપવું.

| પાનું | પેરેગ્રાફ | લીટી | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|
| ૨૦ | ૨ | ૨ | નેતા | નિષ્ણાત. |
| ૨૧ | ૧ | ૨ | મંડળીના | મંડળના |
| ૨૧ | ૧ | ૪ | પોતાની મંડળી | પોતાનું મંડળ |
| ૨૧ | ૧ | ૪ | કરાવવી | કરાવવું |
| ૨૬ | ૧ | ૨ | નથી | છે. |
| ૨૬ | ૧ | ૨ | એવી મંડળી | કોઇપણ મંડળ |
| ૨૬ | ૧ | ૩ | એવી મંડળી | એવું મંડળ |
| ૨૬ | ૧ | ૬ | પોતાની મંડળી | પોતાનું મંડળ |
| ૨૬ | ૧ | ૭ | કરાવવી | કરાવવું |
| ૨૬ | ૧ | ૮ | કેટલીક મંડળીઓને | કેટલાંક મંડળોને |
| ૨૬ | ૧ | ૧૦ | પોતાની મંડળી | પોતાનું મંડળ |
| ૨૬ | ૧ | ૧૧ | કરાવવી | કરાવવું |



# અનુક્રમણિકા.



ભુમિકા નં. ૧ થી ૧૬ પેજ સુરત "દેશી મીત્ર" પ્રેસમાં છાપ્યા છે.

# Bombay Act No. VII of 1925.

## મુંબઈ એક્ટ નં. ૭ સને ૧૯૨૫.

**An Act to consolidate and amend the law relating to co-operative societies in the Presidency of Bombay.**

**મુંબઈ ઇલાકામાં સહકારી મંડળીઓ બાબતનો હાલ જે કાયદો છે, તે એકત્ર કરવા બાબતનો તથા તેને સુધારવા બાબતનો કાયદો.**

(In pursuance of the provisions of sub-section (3) of section 81 of the Government of India Act, this Act of the Local Legislature of the Bombay Presidency was assented to by the Governor General on the 18th November 1925 and was first published in the "Bombay Government Gazette" on the 4th December 1925.)

( હિન્દુસ્તાન સરકારના ઍક્ટની કલમ ૮૧ની પેટા-કલમ ૩ને આધારે મુંબઈની ધારાસભાના આ કાયદાને ગવર્નર જનરલે તા૦ ૧૮મી નવેમ્બર ૧૯૨૫ને રોજ મંજુરી આપી છે, અને તેવી મંજુરી મળ્યા પછી તે તા. ૪થી ડિસેમ્બર ૧૯૨૫ના મુંબઈ સરકારી ગેઝીટમાં પહેલો પ્રગટ કરવામાં આવ્યો છે).

WHEREAS it is expedient further to facilitate the formation and working of co-operative societies for the promotion of thrift, self-help and mutual aid among agriculturists and other persons with common economic needs so as to bring about better living, better business and better methods of production and for that purpose to consolidate and amend the law relating to co-operative societies in the Presidency of Bombay; and whereas the previous sanction of the Governor General required by sub-section (3) of section 80-A of the Government of India Act has been obtained for the passing of this Act: It is hereby enacted as follows:—

વધારે સારૂં જીવન થઈ શકે, વધારે સારો ધંધો થઈ શકે, તથા ઉત્પન્ન કરવાની વધારે સારી રીતો દાખલ કરી શકે તેટલા સારૂ ખેડુતો અને સામાન્ય આર્થિક જરૂરિઆતોવાળા બીજા લોકોમાં કરકસર, સ્વાશ્રય, અને એકબીજાને મદદ કરવાની વૃદ્ધિ કરવા માટે સહકારી મંડળીઓ ઉભી કરવાના તથા ચલાવવાના સંબંધમાં વિશેષ સગવડ આપવાની જરૂર છે, અને તે કારણ સારૂ મુંબઈ ઇલાકામાં સહકારી મંડળીઓ બાબતનો કાયદો એકત્ર કરવો, અને સુધારવો યોગ્ય છે, તથા આ કાયદાને પસાર કરવા માટે હિન્દુસ્તાન સરકારના એકટની કલમ ૮૦ (અ)ની પેટા કલમ (3)ની રૂએ ફરમાવવામાં આવેલી ગવર્નર જનરલની પ્રથમ મંજુરી મેળવવામાં આવી છે, માટે આ ઉપરથી નીચે પ્રમાણે ઠરાવ્યું છે:—

હેતુ:—કોઇપણ કાયદો કરવાનો હેતુ શું છે, તે તેના ઉપોદ્ઘાતમાં બતાવેલું હોય છે. અને તે ઉપોદ્ઘાત દરેક કાયદાની

શરૂઆતમાંજ આપવામાં આવે છે. તેજ પ્રમાણે આ કાયદો કરવાનો હેતુ શું છે, તે આ ઉપોદ્ઘાતમાં જણાવેલું છે.

સહકારી હિલચાલ મારફત શું શું હેતુઓ સંપાદન કરવાના છે, તે જણાવવા માટે "વધારે સારૂં જીવન થઇ શકે, વધારે સારો ધંધો કરી શકે, તથા ઉત્પન્ન કરવાની વધારે સારી રીતો દાખલ કરે" એ શબ્દો ઉમેરવામાં આવ્યા છે. તેમજ આ હેતુઓ સહકારી મંડળીઓની ચળવળ મારફત સંપાદન કરવાના છે, એમ આ ઉપોદ્ઘાતમાં સ્પષ્ટપણે જણાવવામાં આવ્યું છે.

કરકસર અને સ્વાશ્રયના ગુણો કેળવવા માટે સહકારી મંડળીઓ કાઢવાનું સહેલું થઇ પડે, તે માટે સને ૧૯૧૨નો કાયદો કરવામાં આવ્યો હતો, એમ તેના ઉપોદ્ઘાતમાં જણાવેલું હતું. એનો અર્થ વધારે સ્પષ્ટ કરવા માટે આ કાયદામાં જણાવવામાં આવેલું છે, કે એ ગુણો કેળવવાથી વધારે સારૂં જીવન થઇ શકે, વધારે સારો ધંધો થઇ શકે, અને ઉત્પન્ન કરવાની વધારે સારી રીતો દાખલ થઇ શકે એમ છે; કારણકે કરકસર કરવાથી વધારે સારૂં જીવન થાય છે; સ્વાશ્રયથી ધંધો સારો થાય છે, અને પરસ્પર સહાયથી ઉત્પન્ન કરવાની વધારે સારી રીતો દાખલ કરી શકાય છે. આ કાયદાનો હેતુ સને ૧૯૧૨ના કાયદાના જેવોજ છે, અને આ કાયદામાં જે સારા પરિણામો જણાવેલા છે, તે એ ગુણો કેળવવાથી આવે એમ છે, એમ ફક્ત જણાવેલું છે. એ સારા પરિણામો સીધી રીતે લાવવાની જોખમદારી આ કાયદો સ્વીકારતો નથી. એવા સારા પરિણામો લાવવા માટે જો કંઇ કાયદાની જરૂર હોય તો તે માટે ધારાસભાએ બીજો કાયદો કરવો જોઇએ. આ કાયદાનો હેતુ એવા પરિણામો લાવવાનો નથી.

સહકારી મંડળીઓને લગતો કાયદો પ્રથમ હિન્દુસ્તાનની સરકારે સને ૧૯૦૪માં પસાર કર્યો હતો. તે પહેલાં જો કોઇ મંડળી સહકારના સિદ્ધાંત પર રચવામાં આવી હોય, તોપણ તેને હિન્દુસ્તાનના કંપનિ ઍક્ટ મુજબ રજિસ્ટર કરાવવી પડતી હતી. એ કંપનિ ઍક્ટ ખાસ કરીને વેપારને લગતી મંડળીઓ માટે કરવામાં આવેલો છે, અને તેથી તેવી મંડળીઓ પર પૂરતી દેખરેખ રાખવાને માટે જે અંકુશો મૂકવામાં આવેલા છે, તે અંકુશોને સહકારી મંડળીઓએ પણ આધીન થવું પડતું હતું. વળી જો મંડળી રજિસ્ટર નહિ કરાવવામાં આવે તો તે કાયદેસર સ્વીકારાએલી મંડળી ગણાય નહિ, અને તેથી મંડળીમાં બરાબર વ્યવસ્થા રાખી શકાય નહિ; તેમજ કંપનિ ઍક્ટમાં એક કલમ એવી છે, કે પૈસાની લેવડદેવડ માટે જો દશ કરતાં વધારે માણસોની એક મંડળી થાય તો તેને ફરજિઆત રજિસ્ટર કરાવવી; એટલે એવી મંડળીને રજિસ્ટર કરાવવા કંપનિ ઍક્ટ મુજબ ફરજ પડે એમ હોવાથી સને ૧૯૦૪માં હિન્દુસ્તાનની સરકારે સહકારી મંડળીઓને લગતો એક કાયદો પસાર કીધો હતો, અને તે કાયદાનો હેતુ તેના ઉપોદ્ઘાતમાં એવો જણાવવામાં આવ્યો હતો, કે તે કાયદો કરકસર, સ્વાશ્રય, અને સહકારને ઉત્તેજન આપવા માટે રચવામાં આવ્યો હતો.

કંપનિ ઍક્ટ મુજબ ફરજિઆત રજિસ્ટર કરાવવાની મંડળીઓમાં સહકારી મંડળીઓનો પણ સમાવેશ થાય છે, છતાં મંડળીઓને કંપનિ ઍક્ટ મુજબ રજિસ્ટર કરાવવાની ફરજમાંથી મુક્ત કરવાનું કારણ એ છે, કે સહકારી મંડળીઓ કંઇ સભાસદોને માટે નફો મેળવવાના હેતુથી રચવામાં આવતી નથી; અને તેથી સહકારી મંડળીઓ કાયદેસર રીતે સ્વીકારાય, અને કંપનિ ઍક્ટના ગુંચવાડા ભરેલા કાયદા નીચે એવી મંડળીઓને રજિસ્ટર કરાવવાની ફરજ નહિ પડે, તે માટે સને ૧૯૦૪માં પ્રથમ સહકારી મંડળીઓને લગતો કાયદો કરવામાં આવ્યો હતો.

આ પરથી જણાશે કે, સહકારી મંડળીઓ રજિસ્ટર કરાવવા માટે આ કાયદો છે, છતાં જો કોઈ સહકારી મંડળીના સભાસદોને પોતાની મંડળી આ કાયદા મુજબ રજિસ્ટર કરાવવી નહિ હોય, અને કંપનિ ઍક્ટ મુજબ રજિસ્ટર કરાવવી હોય તો તે તેઓ કંપનિ ઍક્ટ મુજબ રજિસ્ટર કરાવી શકે છે. બે કાયદામાંથી કયા કાયદા નીચે મંડળી રજિસ્ટર કરાવવી તે સભાસદોની મરજી પર છે.

**કરકસર:**—આ કાયદાનો હેતુ મંડળીના સભાસદોને કરકસર કરવાની ટેવ પાડવાનો હોવાથી દરેક સભાસદને પોતાની બચત રકમ મંડળીમાં મૂકવાનો હક મળે છે. જો મંડળીથી એવાં બધાં નાણાંનો ઉપયોગ કરી શકાય એમ નહિ હોય તો મંડળીએ બીન સભાસદનાં નાણાં જમા લેવાં નહિ; પણ તેને બદલે સભાસદોની થાપણ કરકસરને ઉત્તેજન આપવા ખાતર પહેલી લેવી જોઇએ.

આ કાયદાનો હેતુ મંડળીના સભાસદોને કરકસરની ટેવ પાડવાનો હોવાથી મંડળીઓએ સભાસદોનાં નાણાં કેવી રીતે બચે તે માટે કંઇ યોજના કરવી જોઇએ; કારણ કે એથી સભાસદોને ટુંકી રકમો બચાવી સદ્ધર ઠેકાણે રોકવાની ટેવ પડે. વળી આવી મંડળીઓ તેઓના પોતાનાં ગામમાં હોવાથી તે મંડળીઓનો વહિવટ કેમ ચાલે છે, તે પણ તેઓ જોઈ શકે. આ પ્રમાણે બચત કરવાથી મંડળીના સભાસદોને ઘણો ફાયદો થાય છે.

વળી ખેડુતો ભવિષ્યની આશા પર કંઇ બચાવતા નથી, અને ઘણા વરસો સુધી ખેતી કરવા છતાં તેઓની પાસે કંઈપણ સિલક થતી નથી, પણ જો થોડું થોડું દરવરસે તેઓ બચાવે તો તેઓને મુંડીની ખોટ પડે નહિ; તેથી ખેડુતોને બચત કરવાની ટેવ પાડવાની ખાસ જરૂર છે.

**સ્વાશ્રય :**—અનુભવ પરથી એમ સાબીત થઇ ચૂક્યું છે, કે ખેડુતો જ્યારે સ્વાશ્રયી થાય ત્યારેજ તેઓ આગળ વધી શકે છે. જ્યારે સરકાર પાસે પૈસા લેવાની તેઓને ટેવ પડે છે, ત્યારે તેઓ સરકાર પાસે વધારેને વધારે પૈસાની આશા રાખ્યા કરે છે; પણ જ્યારે સરકારની મદદ વગર તેઓ ચલાવી લેતાં શીખે છે, ત્યારેજ તેઓની શાખ બરાબર જામે છે.

**સામાન્ય આર્થિક જરૂરિઆતવાળાઓ :**—સને ૧૯૧૨ના કાયદામાં સામાન્ય આર્થિક જરૂરિઆતવાળાઓને બદલે કારીગરો અને ટુંકાં સાધનવાળા માણસો એવા શબ્દો વાપરવામાં આવ્યા હતા. સહકારનો પ્રચાર સાધારણ સ્થિતિના માણસોમાંજ વધારે સારી રીતે થઇ શકે છે. અને સને ૧૯૧૨ના કાયદાનો હેતુ સહકારી હિલચાલનો ફેલાવો ગરીબોમાં અને ટુંકા સાધનવાળા માણસોમાં કરવાનો હતો, પણ આ કાયદાથી સહકારી હિલચાલ આગળ વધારી આ કાયદો "ટુંકાં સાધનવાળાને" બદલે "સામાન્ય આર્થિક જરૂરવાળાને" માટે છે, એમ આ કાયદાના ઉપોદ્ઘાતમાં જણાવવામાં આવ્યું છે. આથી સારી સ્થિતિના માણસો પણ પોતાને અમુક વસ્તુઓની જરૂર હોય તો તે પૂરી પાડવા માટે મંડળી કાઢી શકે; અથવા પોતાના માલના પૈસા સારા ઉપજાવવા માટે માલ વેચવાની મંડળી કાઢી શકે; અથવા બીજી એવી કોઇ આર્થિક જરૂરિઆત પૂરી પાડવા માટે મંડળી કાઢી શકે એમ છે, અને એવો આ કાયદાનો હેતુ છે, એમ તેનાં ઉપોદ્ઘાતમાં જણાવવામાં આવ્યું છે. સહકાર એ ગરીબાઇમાંથી બચવાનો એક રસ્તો છે; છતાં આ કાયદામાં આ પ્રમાણે ફેરફાર કરવાનો હેતુ એટલોજ છે, કે પોતાના સામાન્ય ભલા માટે જે લોકો કામ કરવા તૈયાર હોય, તેઓ પણ તે પ્રમાણે કામ કરી સહકારના લાભ મેળવી શકે. આ કારણથી "ટુંકા સાધનવાળા" બદલી "સામાન્ય આર્થિક જરૂરવાળા" એ શબ્દો વાપરવામાં આવ્યા છે.

*Preliminary.*

1. This Act may be called the Bombay Co-operative Societies Act, 1925.

Short title.

## પ્રથમારંભી ઠરાવ.

**(૧) ટુંકું નામ:—આ ઍક્ટને સને ૧૯૨૫નો મુંબઇની સહકારી મંડળીઓ બાબતનો ઍક્ટ કહેવો.**

યૂરોપના દેશોમાં સહકારી હિલચાલની શરૂઆત લોકોએ પોતેજ કરી હતી, અને પાછળથી સરકારે એ હિલચાલને ઉત્તેજન આપવાને કાયદો કરી કેટલીક છુટછાટો આપી હતી. હિન્દુસ્તાનમાં એ હિલચાલની શરૂઆત સરકારે પોતેજ કરી છે, અને તે પ્રથમ સને ૧૯૦૪માં હિન્દુસ્તાનની સરકારે સહકારી મંડળીઓને લગતો કાયદો પસાર કરીને કરી હતી. શરૂઆતમાં તો તે કાયદો સહકારી શરાફી મંડળીઓનેજ લાગુ પાડવામાં આવ્યો હતો. આઠ વરસના અનુભવ પછી સરકારને એ કાયદો ફેરવવાની જરૂર લાગી, અને સને ૧૯૧૨માં નવો કાયદો પસાર કર્યો, અને સને ૧૯૦૪નો કાયદો તેથી રદ કર્યો.

એ કાયદામાં આ હિલચાલનો વિસ્તાર વધારવામાં આવ્યો હતો, અને ખેડુતો, કારીગરો, અને ટુંકા સાધનવાળા માણસોને કરકસર કરવાની ટેવ પડે, અને તેઓ સ્વાશ્રયી થાય, તે માટે સહકારી મંડળીઓ સહેલાઇથી કાઢી શકાય, એવો તે કાયદાનો હેતુ હતો, એમ તેના ઉપોદ્ઘાતમાં જણાવેલું હતું.

સને ૧૯૧૨નો કાયદો પસાર કરવામાં આવ્યા પછી બાર વરસમાં સહકારી મંડળીઓની ચળવળની પ્રગતિ અને ખીલવણી સારી થઇ હતી, અને એ બાર વરસના વધુ અનુભવ પછી સરકારને આ નવો કાયદો કરવાની જરૂર લાગી છે, અને આ કાયદાથી

સને ૧૯૧૨નો કાયદો રદ કર્યો છે. આ નવા કાયદાનો લાભ ટુંકા સાધનવાળાને બદલે સામાન્ય આર્થિક જરૂરિઆતવાળાને આપવામાં આવ્યો છે.

આ કાયદો ઘડવામાં કેટલીક સહકારી મંડળીઓની પરિષદોએ અને સેન્ટ્રલ કો-ઑપરેટીવ ઇન્સ્ટીટ્યુટે તથા બીજા સહકારી મંડળોએ તેમજ સહકારની ચળવળમાં રસ લેતા બીજા બીન હોદ્દેદાર ગૃહસ્થોએ જે જે સુધારાઓ સૂચવ્યા હતા, તે ધ્યાનમાં લેવામાં આવ્યા છે.

આગલા બે કાયદા હિન્દુસ્તાનની ધારાસભામાં પસાર કરવામાં આવ્યા હતા; પણ ત્યાર પછી સરકારે સુધારા આપ્યા, અને તે રૂએ સહકારના વિષયનો સ્વાધીન વિષયોમાં સમાવેશ કરવામાં આવેલો છે, અને તેથી સહકારને લગતો કાયદો કરવાની સત્તા હવે આપણા મુંબઇ ઇલાકા માટે મુંબઈની ધારાસભાને મળી છે. છતાં ધારાસભામાં એ કાયદાનો મુસદ્દો આણવામાં આવે તે પહેલાં ગવર્નર જનરલની મંજુરી લેવી પડે છે. તેમજ તે ધારાસભામાં પસાર કર્યા પછી પણ ગવર્નર જનરલની મંજુરી લેવી પડે છે, અને તે પ્રમાણેની મંજુરીઓ આ કાયદા માટે લેવામાં આવી છે.

2. This Act extends to the whole of the

Extent. Presidency of Bombay.

(૨) વ્યાપ્તિ:—આ ઍક્ટ આખા મુંબઈ ઇલાકાને લાગુ પડે છે.

સને ૧૯૦૪નો તથા સને ૧૯૧૨નો કાયદો જ્યારે આખા હિન્દુસ્તાનને લાગુ પડતો હતો, ત્યારે આ કાયદો મુંબઇની ધારાસભાએ કરેલો હોવાથી ફક્ત મુંબઈ ઇલાકાનેજ લાગુ પડે છે.

3. In this Act, unless there is anything repugnant in the subject or context.

Definitions.

(a) "by-laws" means by-laws registered under this Act and for the time being in force and includes a registered amendment of such by-laws:

(૩) વ્યાખ્યા:--આ ઍક્ટમાં વિષય ઉપરથી અથવા આગલા પાછલા સંબંધ ઉપરથી કાંઈપણ બાધ ન આવતો હોય તો:—

(અ) "પેટા-કાયદા" એ સંજ્ઞાનો અર્થ આ ઍક્ટની રૂએ નોંધાએલા અને વિદ્યમાન કાળે અમલમાં હોય એવા પેટા-કાયદા એવો થાય છે, અને એ સંજ્ઞામાં સદરહુ પેટા-કાયદાના નોંધાએલા સુધારાનો સમાવેશ થાય છે.

સહકારી મંડળીના પેટા કાયદા રજિસ્ટર્ડ કંપનિઓના આર્ટીકલ્સ ઑફ એસોસીએશનને મળતા છે. દરેક સહકારી મંડળી રચવામાં આવે ત્યારે પ્રથમ તે મંડળીના સ્થાપન કરનારાઓને તે મંડળી ચલાવવાના નિયમો ઘડી કહાડવા પડે છે. એ નિયમો સહકારના સિદ્ધાંત પર રચવાના હોય છે, અને એ પ્રમાણે તૈયાર થએલા નિયમોને પેટા કાયદા કહેવામાં આવે છે.

મંડળી રજિસ્ટર કરવાની અરજી સાથે એવા પેટા કાયદાની ત્રણ પ્રત રજિસ્ટ્રાર પર મંજુરી માટે મોકલવી પડે છે, અને એવા પેટા કાયદાને રજિસ્ટ્રાર મંજુર કરે ત્યારે તે અમલમાં આવે છે. મોકલવામાં આવેલી ત્રણ પ્રતમાંથી એક પ્રત રજિસ્ટ્રારની ઑફીસમાં રાખવામાં આવે છે. બીજી પ્રત એસિસ્ટંટ રજિસ્ટ્રારની ઑફીસમાં રાખવા માટે મોકલવામાં આવે છે, અને ત્રીજી

પ્રત રજિસ્ટ્રારની સહી તથા સીક્કા સાથે મંડળી પર પાછી મોકલવામાં આવે છે. એ પ્રમાણેના મંજુર થએલા પેટા કાયદા દરેક મંડળીને પોતાની ઑફીસમાં રાખવાની જરૂર છે, અને આ કાયદાની કલમ ૨૧ પ્રમાણે તે સર્વને જોવાને માટે ખુલ્લા રાખવા જોઇએ. મંડળી પોતાનું કામકાજ એ પેટા કાયદા પ્રમાણે કરવાને બંધાએલી છે.

એ પેટા કાયદામાં મંડળી પોતાને જરૂર લાગે તેવા ફેરફારો કરી શકે છે; પણ તે ફેરફારો સાધારણ સભામાં પસાર કરાવ્યા પછી તેને રજિસ્ટ્રારની મંજુરી માટે મોકલવા પડે છે, અને એ ફેરફારો મંજુર થાય તો તેનો અમલ થઇ શકે છે. એવા ફેરફારોવાળા પેટા કાયદાને પણ એ મંડળીના પેટા કાયદા ગણવાના છે.

દરેક મંડળીને માટે કેવી રીતના પેટા કાયદા કરવા અને તે કરવા, બદલવા તથા રદ કરવા માટે શું વીધી કરવી વીગેરે બાબતો પર સરકાર આ કાયદાની કલમ ૭૧ (ક) પ્રમાણે કાનુનો કરી શકે છે.

(b) "Committee" means the Committee of Management or other directing body to whom the management of the affairs of a society is entrusted :—

(બ) "કમિટિ" એ શબ્દનો અર્થ મંડળીના કામકાજની વ્યવસ્થા કરવાનું કામ જે વ્યવસ્થા કરનાર કમિટિ અથવા બીજા કારભારી મંડળને સોંપ્યું હોય તે કમિટિ અથવા મંડળ એવો સમજવો.

મંડળીનો કારભાર મંડળીના બધા સભાસદો પોતે ચલાવી શકે નહિ, અને તેટલા કારણથી મંડળીનો કારભાર ચલાવવાને

માટે વ્યવસ્થા કરનાર કમિટિ નીમવામાં આવે છે. એવી વ્યવસ્થાપક કમિટિ કેટલા સભાસદોની રાખવી, તે મંડળી સ્થાપન થયા અગાઉ જે પેટા કાયદા કરવામાં આવે છે, તેમાં નક્કી કરવામાં આવે છે. સભાસદોની સાધારણ સભામાં એવી વ્યવસ્થાપક કમિટિની નીમણુક દરવર્ષે કરવી પડે છે.

વ્યવસ્થાપક કમિટિની નીમણુંક વીગેરે બાબતો પર તેમજ કમિટિની સત્તા અને ફરજો બાબત કાનુનો કરવાની સરકારને સત્તા છે, જુઓ કલમ ૭૧ (ગ).

(c) " Member " includes a person joining in the application for the registration of a society or a person admitted to membership after registration in accordance with the rules and by-laws applicable to such society:

(ક) "સભાસદ" એ શબ્દમાં મંડળી નોંધવા સારૂ કરેલી અરજીમાં સામેલ થએલા સખસનો અથવા તે નોંધાયા પછી જે સખસને આવી મંડળીને લાગુ પડતી કાનુનોની રૂએ તથા પેટા કાયદાની રૂએ સભાસદ તરીકે દાખલ કર્યો હોય, તે સખસનો સમાવેશ થાય છે, એમ સમજવું.

જ્યારે નવી મંડળી સ્થાપવામાં આવનાર હોય ત્યારે દશ અથવા તે કરતાં વધારે માણસોએ તેવી મંડળી સ્થાપવા અરજ કરવી પડે છે. મંડળી રજિસ્ટર થયા પછી એવી અરજમાં સામેલ થનાર બધાને તે મંડળીના સભાસદો ગણી લેવામાં આવે છે. તેમજ તે મંડળી રજિસ્ટર થયા પછી તે મંડળીના પેટા કાયદા અને નિયમોના અન્વયે જે સખસોને તે મંડળીમાં દાખલ કરવામાં આવે છે, તેઓને પણ તે મંડળીના સભાસદો ગણવામાં આવે છે.

મંડળી સ્થાપન થયા પછી કોઇ પણ સખસને આગલા સભાસદોએ પસંદ કર્યા વગર મંડળીમાં દાખલ કરી શકાય નહિં. મંડળી બરાબર ચલાવવા માટે તથા સભાસદોમાં એકબીજાના વિશ્વાસને માટે એ પ્રમાણે કરવું જરૂરનું છે, અને ખાસ કરીને શાખવાળી મંડળીઓને માટે એ ઘણું જરૂરનું છે; કારણ કે એવી મંડળીઓમાં સભાસદોને પૈસા ધીરવાના હોય છે.

આ પ્રમાણે પસંદગી કરી સભાસદોને દાખલ કરવાનો સિદ્ધાંત ફક્ત સહકારી કાયદામાંજ છે, એમ નથી. કંપનિ એકટ પ્રમાણે નોંધાએલી મંડળીમાં જો એક સભાસદ બીજા સભાસદના શેર ખરીદ કરી દાખલ થવા માગે તો તે શેરના નાણાં પૂરા ભરાયા નહિ હોય તો એવા નવા થનાર સભાસદને ડિરેકટરો પોતાની ધ્યાનમાં આવે તો સભાસદ તરીકે સ્વીકારવા ના કહી શકે છે.

શાખવાળી મંડળીઓમાં તો પસંદગી કરી સભાસદોને દાખલ કરવા એ ખાસ જરૂરનું છે, એમ ઉપર જણાવવામાં આવ્યું છે, પણ પસંદગીનો સિદ્ધાંત તો બધીજ સહકારી મંડળીઓને લાગુ પડે છે; છતાં માલ વેચવાની મંડળી હોય અને તેના સભાસદોને જો રોકડેથી માલ વેચવાનો હોય તો ત્યાં તે એટલું મહત્વનું નથી. મંડળીના હેતુ અને સભાસદોની જવાબદારી પર પસંદગીની ઉપયોગીતાનો આધાર છે.

નવા સભાસદની પસંદગી કરવાની છે, તે અંગત કરવાની છે. અને તે પસંદગી મંડળીના જુના સભાસદોએ કરવાની છે, એટલે કોઇ શખસ પોતાના અમુક હોદ્દાની રૂએ સહકારી મંડળીનો સભાસદ થઇ શકે નહિ.

“**સખસ**” એ શબ્દની વ્યાખ્યા જનરલ કલોઝીસ એકટની કલમ ૩૯માં કરવામાં આવી છે. તે કલમમાં જણાવેલું છે, કે

'સખસ' શબ્દમાં કંપનિ અથવા વ્યક્તિઓના મંડળ રજિસ્ટર થએલા હોય કે નહિ હોય તેનો સમાવેશ કરવામાં આવે છે.

આ પરથી સમજાશે કે મંડળીના સભાસદો ફક્ત વ્યક્તિ સભાસદોજ હોવા જોઈએ એવું નથી; પણ એક મંડળીમાં બીજી મંડળી સભાસદ થઇ શકે છે, અને તેવી મંડળીને સભાસદના બધા હકો મળે છે.

મંડળીએ મંડળીના સભાસદોનું એક રજિસ્ટર રાખવું પડે છે, અને તે ઘણું ઉપયોગી દફતર છે. જયારે જવાબદારીનો સવાલ આવે ત્યારે અમુક સભાસદ મંડળીમાં કયારે દાખલ થયો અથવા મંડળીમાંથી તેણે કયારે રાજીનામું આપ્યું, તે તે દફતર પરથી જણાય છે, અને આ કાયદાની કલમ ૩૦ પ્રમાણે એવી નોંધ, તે બાબતનો પ્રથમ દર્શનીક પૂરાવો ગણાય છે. એટલે રજિસ્ટરમાં જે તારીખો નોંધવામાં આવી હોય, તે ખરી છે એમ પ્રથમ માની લેવામાં આવે છે, અને તેની વિરૂદ્ધ કોઇએ તકરાર ઉઠાવવી હોય તો તેણે તે નોંધ ખોટી છે, એમ સાબીત કરી આપવાનું રહે છે; પણ જયારે એવી તકરાર આવે કે અમુક સખસ તે મંડળીનો સભાસદ છે કે નહિ, ત્યારે આ રજિસ્ટરની નોંધને પ્રથમ દર્શનીક પૂરાવો ગણવામાં આવ્યો નથી, પણ તે બાબત તેની સભાસદ થવાની અરજીથી અથવા તેને સભાસદ તરીકે દાખલ કરવાના ઠરાવ વગેરેથી સાબીત કરવી પડે છે. કંપનિ એકટમાં એથી જુદું છે; તે એકટમાં એવું ઠરાવવામાં આવ્યું છે, કે જે સખસનું નામ કંપનિના સભાસદોના રજિસ્ટરમાં દાખલ કરવામાં આવ્યું હોય તેને તે કંપનિનો સભાસદ ગણી લેવો જોઇએ.

(d) "Officer" includes a chairman, secretary, treasurer, member of committee or other person empowered under the rules or under

the by-laws of a society to give directions in regard to the business of such society:

(ડ) **"ઑફીસર" એ શબ્દમાં ચેરમેનનો, સેક્રેટરીનો, ખજાનચીનો, કમિટિના સભાસદનો, અથવા જે બીજા કોઇ સખસને કોઈ મંડળીની કાનુનો ઉપરથી અથવા પેટા કાયદાઓ ઉપરથી સદરહુ મંડળીના કામકાજના સંબંધમાં હુકમ કરવાનો અધિકાર આપ્યો હોય તેનો સમાવેશ થાય છે, એમ સમજવું.**

જુઓ કલમ ૭૧ (ગ)

(e) "Society" means a society registered or deemed to be registered under this Act:

(ઈ) **"મંડળી" એ શબ્દનો અર્થ આ ઍક્ટની રૂએ નોંધાએલી અથવા નોંધાએલી છે એમ ગણાએલી મંડળી થાય છે, એમ સમજવુ.**

"મંડળીની" આ પેટા કલમમાં જે વ્યાખ્યા આપવામાં આવી છે, તે વ્યાખ્યા સને ૧૯૧૨ના કાયદામાં 'રજિસ્ટર્ડ મંડળીની' આપવામાં આવી હતી; હવે આ કાયદામાં જ્યારે "મંડળી" શબ્દ વાપરવામાં આવે ત્યારે તેનો અર્થ "આ કાયદા પ્રમાણે નોંધાયલી મંડળી" એવો આ પેટા કલમથી કરવામાં આવ્યો છે. એટલે સને ૧૯૧૨ના કાયદામાં "રજિસ્ટર્ડ મંડળી"નો જે અર્થ થતો હતો તે અર્થ આ કાયદા પ્રમાણે હવે "મંડળી"નો થાય છે, અને તે પરથી સને ૧૯૧૨ના કાયદામાં જે જે કલમોમાં "રજિસ્ટર્ડ મંડળી" શબ્દો વાપરવામાં આવ્યા હતા, તે તે કલમોને લગતી આ કાયદાની કલમોમાં હવે ફક્ત "મંડળી" શબ્દો વાપરવામાં આવ્યા છે.

(f) "Registrar" means a person appointed to perform the duties of a Registrar of Co-operative Societies under this Act :—

(ફ) "રજિસ્ટ્રાર" એ શબ્દનો અર્થ, સહકારી મંડળીઓના રજિસ્ટ્રારનું કામ કરવાને જેને આ ઍકટની રૂએ નીમ્યા હોય તે સખસ થાય છે, એમ સમજવું.

સરકાર તરફથી સહકારી હિલચાલ પર દેખરેખ રાખવા તથા તેને વેગ આપવા જે ખાતું ચલાવવામાં આવે છે, તે ખાતાના સૌથી વડાને રજિસ્ટ્રાર કહેવામાં આવે છે.

(g) "Rules" means rules made under this Act :

(ગ) "કાનુનો" એ શબ્દનો અર્થ, આ ઍકટની રૂએ કરેલી કાનુનો એવો થાય છે, એમ સમજવું.

આ કાયદાની રૂએ કાનુનો કરવાની સત્તા સ્થાનીક સરકારને કલમ ૭૧થી આપવામાં આવી છે. અને તે કાનુનો કઇ કઇ બાબતો પર કરવા તે તે કલમમાં જણાવેલું છે. એ કલમ મુજબ સરકાર જે કાનુનો કરે તેનો અમલ કાયદાના જેટલોજ ગણવામાં આવે છે. એ કાનુનો કરવાની સત્તા સરકાર પોતાને બદલે બીજા કોઇ અધીકારીને આપી શકે છે. જુઓ કલમ ૭૧ (૩).

(h) (1) a "Resource society" means a society formed with the object of obtaining for its members the credit, goods cr services required by them ;

(હ) (૧) "રિસોર્સ સોસાયટી" એ સંજ્ઞાનો અર્થ, કોઈ મંડળીના સભાસદો માટે તેઓને જોઇતી શાખ, માલ, અથવા તેઓને જોઇતી નોકરી મેળવી આપવાના હેતુથી રચવામાં આવેલી મંડળી થાય છે એમ સમજવું

(2) a "Producers' society" means a society formed with the object of producing and disposing of goods as the collective property of its members and includes a society formed with the object of the collective disposal of the labour of the members of such society ;

(૨) "પ્રોડયુસર્સ સોસાયટી" એ સંજ્ઞાનો અર્થ, કોઈ મંડળીના સભાસદોની સમગ્ર માલમીલ્કત તરીકે માલ ઉત્પન્ન કરવાના અને તેનો નીકાલ કરવાના હેતુથી બનાવેલી એક મંડળી એવો થાય છે, એમ સમજવું અને તેમાં કોઈ મંડળીના સભાસદોની મહેનતની સમગ્ર વ્યવસ્થા કરવાના હેતુથી બનાવેલી એક મંડળીનો સમાવેશ થાય છે.

(3) a "Consumers' society" means a society formed with the object of obtaining and distributing goods to or of performing services for its members, as well as to other consumers and of dividing among its members and customers in a proportion prescribed by the rules or by the by-laws of such society the profits accruing from such supply and distribution ;

(૩) "કન્સ્યુમર્સ સોસાયટી" એ સંજ્ઞાનો અર્થ, પોતાના સભાસદો તેમજ બીજા વ્યય કરનારાઓને માલ પુરો પાડવાના અને વહેંચી આપવાના હેતુથી અથવા પોતાના સભાસદોને માટે ચાકરી કરવાના હેતુથી તથા સદરહુ રીતે માલ પુરો પાડવાથી અને વહેંચી આપવાથી

થતા નફાને સદરહુ મંડળીના કાનુનોની રૂએ અથવા પેટા કાયદાની રૂએ ઠરાવેલા પ્રમાણમાં તેના સભાસદોમાં અને ગ્રાહકોમાં વહેંચવાના હેતુથી બનાવેલી મંડળી એવો થાય છે, એમ સમજવું.

(4) a "Housing society" means a society formed with the object of providing its members with dwelling houses on conditions to be determined by its by-laws ;

(૪) "હાઉસીંગ સોસાયટી" એ સંજ્ઞાનો અર્થ, સદરહુ મંડળીના પેટા કાયદાઓથી નક્કી કરવામાં આવે તે શરતો ઉપર તેના સભાસદોને રહેવાનાં ઘરો પુરાં પાડવાના હેતુથી બનાવેલી મંડળી એવો થાય છે, એમ સમજવું.

(5) a "General society" means a society not falling under any of the four classes above mentioned.

(૫) "સામાન્ય મંડળી" એ સંજ્ઞાનો અર્થ, ઉપર જણાવેલા ચાર વર્ગોના કોઇપણ વર્ગમાં આવતી નહિ હોય, તે મંડળી એવો થાય છે.

The Registrar shall classify all societies under one or other of the above heads and his decision shall be final.

રજિસ્ટ્રાર એક અથવા બીજા મથાળાં નીચે સઘળી મંડળીઓની વર્ગણી કરશે, અને તેનો નિર્ણય છેવટનો ગણાશે.

A society formed with the object of facilitating the operations of any one of the above classes of societies shall be classified as a society of that class.

**ઉપર જણાવેલી મંડળીઓના કામકાજમાં સવડ કરી આપવાના હેતુથી જે મંડળી કહાડવામાં આવે તેની વર્ગણી તે જાતની મંડળીમાં કરવામાં આવશે.**

A list of all such societies so classified shall be published annually in the *Bombay Government Gazette.*

**સદરહુ રીતે વર્ગણી કરેલી આવી સઘળી મંડળીઓની એક યાદી દરેક વર્ષે મુંબઈના સરકારી ગેઝેટમાં પ્રસિદ્ધ કરવામાં આવશે.**

જે જુદી જુદી મંડળીઓના હેતુઓ, નાણાં, અને કામ કરવાની રીતો જુદી છે, તે મંડળીઓની એક જુદી વર્ગણી આ કાયદામાં પહેલીજ વાર કરવામાં આવી છે.

મુંબઇ ઇલાકાના સહકારીઓએ કબુલ કરેલા ધોરણ પર મંડળીઓની વ્યાખ્યા આપવામાં આવી છે. આમ જુદા વર્ગ પાડવાનું કારણ એ છે, જે આ કાયદાની બીજી કલમોમાં અને આ કાયદાની રૂએ કરેલી કાનુનોમાં પછીના ઉલ્લેખને સરળ પડતું થઇ પડે. સહકારી મંડળીઓના કામને લગતા ન્યાયશાસ્ત્ર ઉપરની સપ્રમાણ ચોપડીઓ અનુસાર આ વર્ગણી કરવામાં આવી છે.

**રિસોર્સ સોસાયટી:**—સાધારણ શાખવાળી મંડળીઓનો આ વર્ગમાં સમાવેશ કરવામાં આવ્યો છે. મીલ મજુરો તથા પગાર કમાનારાઓની બનેલી મંડળીઓનો સમાવેશ આ વર્ગમાં થાય એવી રીતની રિસોર્સ સોસાયટીની વ્યાખ્યા ઘડવામાં આવી છે.

**પ્રોડયુસર્સ સોસાયટી**:—પ્રોડયુસર્સ સોસાયટીનો અર્થ, માલ ઉત્પન્ન કરનારાઓની મંડળી થાય છે. સભાસદો પોતે બનાવેલો માલ એકઠો કરી વેચવાને માટે મંડળી કહાડે તો તેનો આ વર્ગમાં સમાવેશ થાય છે. તેમજ મજુરીથી કામ લેવાના હેતુથી જે મંડળી કહાડવામાં આવે તેનો પણ આ વર્ગમાં સમાવેશ થાય છે.

**'કન્સ્યુમર્સ સોસાયટી'**:—કન્સ્યુમર્સ સોસાયટીનો અર્થ માલ વાપરનારાઓની મંડળી થાય છે. સાધરણ રીતે માલ ખરીદી સભાસદોને વેચવા માટે સ્ટોર્સ કહાડવામાં આવે છે, તેનો આ વર્ગમાં સમાવેશ થાય છે.

**'હાઉસીંગ સોસાયટી'**:—હાઉસીંગ સોસાયટી એટલે સભાસદોને રહેવાના ઘરો પૂરા પાડવાના હેતુથી કહાડવામાં આવનારી મંડળી.

**'સામાન્ય સોસાયટી'**:—ઉપલા ચાર વર્ગમાં ન આવતી હોય એવી મંડળીઓને માટે સામાન્ય મંડળીનો વર્ગ રાખવામાં આવ્યો છે. એ વર્ગમાં કેળવણી, પ્રચાર કે એવા બીજા કારણસર કહાડવામાં આવતી મંડળીનો સમાવેશ થાય છે. દાખલા તરીકે કો-ઓપરેટીવ ઇન્સ્ટીટ્યુટ કે જે સહકારનો પ્રચાર કરવાના હેતુથી સ્થાપવામાં આવ્યું છે, અને જે સહકારી કાયદા મુજબ રજિસ્ટર કરવામાં આવ્યું છે, તેનો આ વર્ગમાં સમાવેશ થાય છે.

*Registration.*

The Registrar.

4. Government may appoint a person to be Registrar of Co-operative Societies for the presidency or any portion of it, and may appoint a person or persons to assist such Registrar, and may, by general or special order, confer on any such person or persons all or any of the powers of a Registrar under this Act.

**૪. રજિસ્ટ્રાર:—સરકાર કોઈપણ અમુક સખસને ઈલાકા માટે, અથવા તેના કોઈપણ ભાગ માટે, સહકારી મંડળીઓના રજિસ્ટ્રાર તરીકે નીમવાને મુખત્યાર છે, અને સરકાર એવા રજિસ્ટ્રારને મદદ કરવાને સખસ અથવા સખસોને નીમવાને મુખત્યાર છે; તથા સામાન્ય અથવા વિશેષ હુકમ કહાડીને એવા કોઈ સખસને અથવા સખસોને આ ઍક્ટ મુજબના રજિસ્ટ્રારના સઘળા અથવા કોઈપણ અધિકાર આપવાને મુખત્યાર છે.**

આ કાયદાથી આખા ઇલાકા અથવા તેના અમુક ભાગ માટે સહકારી હિલચાલના નેતા તરીકે સરકારે એક અમલદાર નીમવાનો છે, અને તેવા અમલદારને રજિસ્ટ્રાર કહેવામાં આવશે, એમ આ કલમમાં ઠરાવવામાં આવ્યું છે. તેમજ એ રજિસ્ટ્રારને મદદ કરવાને સરકારે અમલદારો નીમવાના છે; જેને ઍસિસ્ટંટ રજિસ્ટ્રાર કહેવામાં આવશે, અને એવા ઍસિસ્ટંટ રજિસ્ટ્રારને સરકાર રજિસ્ટ્રારના જેટલી બધી અથવા થોડી સત્તા આપી શકશે, એમ પણ આ કલમમાં ઠરાવવામાં આવ્યું છે.

આ કાયદાથી સહકારી હિલચાલનો સઘળો આધાર રજિસ્ટ્રાર પર રાખવામાં આવ્યો છે, અને તેમને આ કાયદાથી ઘણી સત્તા આપવામાં આવી છે.

કોઇ પણ નવી મંડળી રજિસ્ટર કરવી કે નહિ અને તેના પેટા કાયદા તથા સુધારા મંજુર કરવા કે નહિ, તે સત્તા રજિસ્ટ્રારના હાથમાં આપવામાં આવેલી છે. (જુઓ કલમ ૧૦ અને ૧૬). મંડળીના હિસાબ જોવાની (કલમ ૨૨) તથા મંડળી સંબંધમાં ચોકસી કરવાની સત્તા (કલમ ૪૩) પણ રજિસ્ટ્રારને આપવામાં આવી છે. મંડળીનો સભાસદ નહિ હોય એવા સખસને પૈસા ધીરવાની, તથા સભાસદ નહિ હોય એવા સખસ પાસે ક્યારે અને કેટલા પૈસા કરજે લેવા એ

ઠરાવવાની સત્તા રજિસ્ટ્રારને આપવામાં આવેલી છે. (કલમ ૩૭–૪૨) તેમજ મંડળી રદ કરવાની સત્તા રજિસ્ટ્રારને આપવામાં આવી છે. (કલમ ૪૭).

આ સત્તા ઘણી બહોળી છે; પણ સહકારી હિલચાલ આગળ વધવામાં એ નડતરરૂપ થઇ નથી, છતાં જે મંડળીના સભાસદોને આ સત્તા નીચે રહેવું યોગ્ય ન લાગે તેઓએ પોતાની મંડળી કંપની એક્ટ પ્રમાણે રજિસ્ટર કરાવવી જોઇએ.

રજિસ્ટ્રારને ફક્ત મંડળીઓ રજિસ્ટર કરવાનુંજ કામ નથી; પણ તેણે મંડળીઓ પર દેખરેખ રાખવાની તેમજ તેઓને મદદ અને સલાહ આપવાની છે; તથા તેઓના પર કાબુ રાખવાનો છે. અને જો કે મંડળીઓએ પોતાનો કારભાર પોતાને હાથે કરવાનો છે, છતાં તેઓ પર સરકારી અમલદારની દેખરેખ હોવાથી બીજાઓને તેઓના પર વિશ્વાસ પડે છે, અને તેથી મંડળીઓનું કામ વધારે ફત્તેહમંદ થાય છે. આવા એક અમલદારને આજ કામ માટે નીમવાથી તે આ હિલચાલના સંબંધમાં જે ગુંચવાડા ભરેલા સવાલો ઉત્પન્ન થાય છે, તેનો હમેશાં વિચાર કર્યા કરે છે, અને તેથી તે પોતાનું કામ વધારે સારી રીતે કરી શકે છે.

હિંદુસ્તાનમાં સહકારી હિલચાલની શરૂઆત સરકાર મારફતે થવાથી અને આ પ્રમાણે એ હિલચાલ પર દેખરેખ રાખવાને મોટા સરકારી અમલદારની નીમણુક કરવાથી એ હિલચાલ નિષ્ફળ નીવડતી અટકી છે, એટલુંજ નહિ પણ એ હિલચાલ જલદીથી આગળ વધી છે.

આ હિલચાલનો પાયો સ્વાશ્રય અને સ્વતંત્રતા પર રચાએલો છે, અને તેથી ખરી રીતે આ હિલચાલ લોકોએજ ઉપાડી લેવાની છે, અને તે ફક્ત સરકારી ખાતા મારફતેજ ચાલતી હિલચાલ છે, એમ માનવાનું નથી.

સહકારી હિલચાલ તપાસવાને નીમાએલી કમિટિ પોતાના રિપોર્ટમાં રજિસ્ટ્રારને માથે ભારે ફરજો નાખે છે. તેમાં જણાવવામાં આવ્યું છે, કે તેણે સહકારના વિષય પરનું સાહિત્ય હંમેશ વાંચતાં રહેવું જોઇએ. તેણે લોકોની આર્થિક સ્થિતિથી હંમેશ માહિતગાર રહેવું જોઇએ. તેણે જોઇન્ટ સ્ટોક બેંન્કીંગના સિદ્ધાંતો અને રીતભાતથી વાકેફ રહેવું જોઇએ. કરકસરની ટેવ લોકોમાં કેવી રીતે કેળવાય તેની પદ્ધતિઓ તપાસી તે લોકો પર ઠસાવવી જોઇએ. સામાન્ય પ્રજામાં સહકારના સિદ્ધાંતોનું જ્ઞાન ફેલાવવા તેણે પ્રયત્નો કરવાં જોઇએ. તેના મોટા ખાતા પર તેણે કાબુ રાખવો જોઇએ. તેણે મંડળીઓને માટે પેટા કાયદાના ખરડા ઘડવા જોઇએ. આંકડાઓ મેળવીને તેણે સરકારમાં સહકારી હિલચાલ પર રિપોર્ટ કરવા જોઇએ, અને તેણે પ્રોવીન્શીઅલ અને સેન્ટ્રલ બેંકની નાણા સંબંધી સ્થિતિ પર દેખરેખ રાખવી જોઇએ.

Societies which may be regstered.

5. Subject to the provisions hereinafter contained, a society which has as its object the promotion of the economic interests of its membsrs in accordance with Co-operative principles, or a society established with the object of facilitating the operations of such a society, may be registered under this Act with or without limited liability:

Provided that, unless Government by general or special order otherwise directs:—

(1) the liability of a society of which a member is a society shall be limited:

(2) the liaibility of a society of which the primary object is the creation of funds to

be lent to its members, and of which the majority of the members are agriculturists, and of which no member is a registered society, shall be unlimited and the members of such a society shall, on its liquidation, be jointly and severally liable for and in respect of all obiligations of such a society.

Provided further that when the question whether the liability of a society is limited or unlimited has once been decided by the Registrar at the time of registration his decision shall be final.

૫. કઈ મંડળીઓ નોંધી શકાય તે બાબત:--આમાં હવે પછી આપેલા ઠરાવોને પાત્ર રહીને, જે કોઈ મંડળીનો હેતુ પોતાના સભાસદોના આર્થિક હિતને સહકારી નિયમો પ્રમાણે ઉત્તેજન આપવાનો હોય તે કોઈ મંડળી અથવા આવી કોઈ મંડળીના કામકાજમાં સવડ આપવાના હેતુથી સ્થાપવામાં આવેલી હોય એવી કોઇ પણ મંડળીને નિયમીત જોખમદારી સાથે અથવા તે વગર આ ઍક્ટની રૂએ નોંધવાનો અધિકાર છે;

પણ એવું ઠરાવ્યું છે, કે સરકાર, સામાન્ય અથવા વિશેષ હુકમ કાઢીને બીજી રીતે ફરમાવે નહિ તો:—

(૧) જે મંડળીનો એકાદ સભાસદ મંડળી હોય તે મંડળીની જોખમદારી નિયમીત રહેશે.

(૨) જે મંડળીનો પ્રાથમિક હેતુ સભાસદોને ધીરવા માટે નાણાં ઉભા કરવાનો હોય, અને જેના અડધાં કરતાં વધારે સભાસદો ખેડુતો હોય, અને જેનો કોઈ પણ સભાસદ નોંધાએલી મંડળી ન હોય તેની જોખમદારી,

અનિયમીત રહેશે; તથા એવી મંડળીના સભાસદો સદરહુ મંડળી ફડચામાં ગએથી તેની સઘળી જવાબદારીઓ માટે તથા સઘળી જવાબદારીઓના સંબંધમાં એકત્ર અને જુદા જુદા જવાબદાર ગણાશે.

વધુ એવું ઠરાવ્યુ છે, કે એકાદિ મંડળીની જોખમદારી નિયમીત છે, કે અનિયમીત છે, તે સવાલનો નિર્ણય રજિસ્ટ્રારે નોંધ કરતી વખતે એક વખત કર્યો હોય તો તેનો નિર્ણય છેવટનો ગણાશે.

મંડળી ક્યારે રજિસ્ટર કરાવી શકાય તે કલમ ૭માં જણાવેલું છે.

જે મંડળી રજિસ્ટર કરાવવી હોય તે મંડળીનો હેતુ તેના સભાસદોનું સહકારી સિદ્ધાંત પર આર્થિક હિત કરવાનો હોવો જોઇએ; અથવા તે મડંળી એવી મંડળીને મદદ કરવાના હેતુથી સ્થપાએલી હોવી જોઇએ. દાખલા તરીકે કો-ઑપરેટીવ બેંક કે જે સાધારણ રીતે પોતાના મંડળી સભાસદોને પૈસા ધીરવા માટે કહાડવામાં આવે છે.

આ પરથી જણાશે કે જો કોઇ મંડળી રમતગમ કે આનંદને માટે કહાડવામાં આવી હોય તો તે આ કાયદા પ્રમાણે રજિસ્ટર થઇ શકે નહિ; કારણ કે તેમાં જોકે સહકારનો સિદ્ધાંત સમાએલો છે, છતાં તે મંડળી સભાસદોના આર્થિક ભલાને માટે નહિ હોવાથી તે રજિસ્ટર થઈ શકે નહિ.

મંડળી જે હેતુને માટે કહાડવામાં આવી હોય તે સ્પષ્ટ રીતે તેના પેટા કાયદામાં જણાવવું જોઈએ; કારણ કે મંડળી રજિસ્ટર કર્યા પહેલાં તે હેતુઓ બરાબર છે કે નહિ તે રજિસ્ટ્રારે જોવાનું છે; અને મંડળી રજિસ્ટર કરાવતી વખતે જે હેતુઓ જણાવવામાં આવ્યા હોય, તે હેતુઓથી જુદા હેતુઓ માટે મંડળી કામ કરી

શકે નહિ. એ હેતુઓથી જુદા હેતુઓ માટે જો કંઇ કામ કરવામાં આવે તો તે ગેરકાયદેસર ગણાય અને તે મંડળી પર બંધનકર્ત્તા થાય નહિ, અને મંડળીના પંચ કમિટિના એવા વર્ત્તનથી મંડળીને જો કંઇ ખોટ જાય તો તે માટે તે કમિટિના સભાસદો જાતે જવાબદાર થાય. દાખલા તરીકે રૂ વેચવા માટેજ એક મંડળી કહાડવામાં આવે અને તે મંડળી જો સભાસદોને પૈસા ધીરવાનું કામ કરે તો તે ગેરકાયદેસર ગણાય, અને તેમ ધીરવાથી જો મંડળીને નુકશાન થાય તો એવા પૈસા ધીરનાર પંચ કમિટિને તે ભોગવવું પડે.

મંડળીએ પ્રથમ પોતાના સભાસદોનું હિત જોવાનું છે, અને તેથી મંડળી બીન સભાસદના હિતથી દોરવાઇ જઈ શકે નહિ. બીન સભાસદ સાથે કામ પાડવાથી જો મંડળીના હિતમાં ફાયદો થતો હોય તોજ મંડળી બીન સભાસદ સાથે કામ પાડી શકે. બીન સભાસદો સાથે મંડળી કેટલું કામ પાડી શકે, તે માટે જુઓ કલમ ૩૪–૩૫–૩૬.

મંડળી જો રજિસ્ટર કરાવવામાં નહિ આવી હોય તો તેનું કામકાજ મંડળીના નામથી થઇ શકે નહિ. વગર રજિસ્ટર થએલી મંડળીએ જો ફરિઆદ માંડવી હોય તો તે એકલી એવી મંડળી પોતાના નામથી ફરિઆદ માંડી શકે નહિ. તેમજ એવી મંડળી પર કોઇ એવી મંડળીના નામથીજ ફરિઆદ કરી શકે નહિ, અને જો કોઇ શાહુકારને એવી મંડળી પર ફરિઆદ કરવાનું કારણ મળે તો તેણે એકલી મંડળી પર ફરિઆદ કવાને બદલે એવી મંડળીના બધા સભાસદો પર ફરિઆદ કરવી પડે. કંઇ કરાર કરવો હોય તો એવી મંડળી પોતાના નામથી તે કરી શકે નહિ. તેમજ તે મંડળી પોતાના નામથી કંઇ મીલકત ધારણ કરી શકે નહિ. આ કાયદા પ્રમાણે નોંધાયલી મંડળીને ઇન્કમટેક્ષ, સ્ટાંપની લાગત રજિસ્ટર કરાવવાની ફી વગેરેમાંથી મુક્ત કરવામાં આવી છે; તેવી

છુટનો લાભ આવી વગર રજિસ્ટર થએલી મંડળીને મળી શકે નહિ. આવી મંડળી પોતના પેટા કાયદાનો અમલ કાયદાસર રીતે કરી શકે નહિ.

સહકારી મંડળીએ આજ કાયદા પ્રમાણે પોતાને રજિસ્ટર કરાવવી જોઇએ એવું ફરજિઆત નથી. એવી મંડળી કંપનિ ઍકટ મુજબ પણ રજિસ્ટર કરાવી શકાય છે, અને એવી મંડળી કહાડનારાઓને જો સહકારના બધા સિદ્ધાંતોનો અમલ કરવો યોગ્ય લાગતો નહિ હોય; અથવા સરકારી કાણુનો તેઓને વાંધો હોય તો તેઓએ પોતાની મંડળી કંપનિ ઍકટ મુજબ રજિસ્ટર કરાવવી જોઇએ. જોકે આ કાયદાની કલમ ૬૬ તથા ૬૭ મુજબ સરકાર કેટલીક મંડળીઓને આ કાયદાના કેટલાક બંધનમાંથી મુકત કરી શકે છે, છતાં તે પ્રમાણેની છુટ તેઓએ સરકાર પાસે માગવા કરતાં પોતાની મંડળી કંપનિ ઍકટ મુજબ તેઓએ રજિસ્ટર કરાવવી જોઇએ.

મંડળીના સભાસદોની જવાબદારી બે રીતની હોઇ શકે. નિયમીત અને અનિયમીત. કઇ હકીકતમાં મંડળીની જવાબદારી નિયમીત હોય અને કઇ હકીકતમાં તે અનિયમીત હોય તે આ કલમમાં જણાવેલું છે.

નિયમીત જવાબદારીનો અર્થ એવો થાય છે, કે મંડળીના જ્યારે શેરો કહાડવામાં આવ્યા હોય અને તે શેરોના નાણા પુરા ભરાઇ ગયા હોય અને :તે મંડળીને જો કંઇ નુકશાન આવે તો ત મંડળીના સભાસદોના તે શેરોની કીંમત પુરતા નાણા જાય. પણ તેઓને માથે બીજી જવાબદારી પડે નહિ. જો શેરોના નાણાં પૈકી કંઇ રકમ તેઓએ આપવાની બાકી રહી હોય અને તે મંડળીને જો કંઇ નુકશાન આવે તો તે મંડળીના સભાસદોને તે બાકી રકમ ભરવી પડે, પણ વધારે કંઇ નુકશાન ભરવું પડે નહિ; અથવા સભાસદો પહેલેથી નક્કી કરી શકે કે મંડળી જો ફડચામાં

જાય તો દરેક સભાસદે અમુક રકમ સુધી પોતે તે મંડળીની ખોટમાં ફાળો આપવો. એ રીતે મંડળીના સભાસદોની જવાબદારીનું પ્રમાણ પહેલેથી નક્કી કરી શકાય છે, અને જો તેમ કરવામાં આવ્યું હોય તો તે મંડળીની જવાબદારી નિયમીત છે, એમ કહેવાય છે.

દરેક શેર દીઠ સભાસદને કેટલી જવાબદારી રહે છે, તે પેટા કાયદા ઘડતી વખતે નકકી કરવું જોઈએ. દરેક શેર દીઠ નકકી કરેલી જવાબદારી પાછળથી કમી કરી શકાય નહિ. જો તેમ કરવું હોય તો તે બાબત જાહેર ખબર આપીને તેમજ મંડળીના શાહુકારોને ખબર આપીને તેમ કરી શકાય છે, કારણકે મંડળીના સભાસદોની જવાબદારી તો શાહુકારોના લાભને માટે છે.

મંડળીની જવાબદારી ત્રણ સંજોગોમાં આ કલમથી અનિયમીત રાખવાનું ઠરાવવામાં આવ્યું છે. (૧) જે મંડળીનો હેતુ તેના સભાસદોને ધીરવા માટે નાણાં ઉભા કરવાનો હોય, (૨) જે મંડળીના સભાસદો મોટે ભાગે ખેડુતો હોય, અને (૩) જે મંડળીના સભાસદ તરીકે બીજી મંડળી નહિ હોય તેવી મંડળીની જવાબદારી અનિયમીત રાખવાનું ઠરાવવામાં આવ્યું છે.

આ કલમના બીજા ભાગના પેટા ભાગ ૨માં પ્રાથમિક શબ્દ ઉમેરવામાં આવ્યો છે; તેમ કરવાનો હેતુ એવો છે, કે મંડળીનો મુખ્ય હેતુ નાણાં ઉભા કરી તે સભાસદોને ધીરવાનો હોવો જોઈએ. પણ જો નાણાં ભેગા કરવાનો હેતુ મુખ્ય નહિ હોય અને ગૌણ હોય તો તેવી મંડળીની જવાબદારી નિયમીત રહેવી જોઇએ; દાખલા તરીકે રૂ વેચાણની મંડળી જેનો મુખ્ય હેતુ રૂ વેચવાનો હોય છે, અને નાણાં ભેગા કરવાનો તો તેનો ગાણ હેતુ હોય છે, તો એવી મંડળીની જવાબદારી નિયમીત રહેવી જોઇએ.

જે મંડળીમાં બીજી રજિસ્ટર્ડ મંડળી સભાસદ હોય છે, તે મંડળીની જવાબદારી અનિયમીત રાખી શકાય નહિ. દાખલા તરીકે ડીસ્ટ્રીક્ટ બેંક કે જેના સભાસદોનો મુખ્ય ભાગ ખેડુતોનો હોય છે છતાં તે બેંકમાં મંડળી સભાસદો પણ હોય છે, તેથી તે બેંકના સભાસદોની જોખમદારી અનિયમીત રાખી શકાય નહિ.

અનિયમીત જવાબદારીનો બોજો સભાસદો પર મંડળી ફડચામાં જાય ત્યારે નાખવામાં આવશે, એમ આ કલમમાં સુધારો કરવામાં આવ્યો છે. જો એમ રાખવામાં નહિ આવેતો મંડળીના બીનસભાસદો પોતાના લહેણાને માટે ગમે તે સભાસદ પર દાવો કરી પોતાનું લહેણું વસુલ કરે; કારણકે જો સભાસદે પોતાના પૈસા મંડળીમાં જમા મૂકયા હોય અને તેના પૈસા મંડળી ન ભરે તો તે સભાસદ પોતાના લહેણા માટે કોર્ટમાં દાવો કરી શકે નહિ ; પણ તે બાબત લવાદ નીમવા માટે તે રજિસ્ટ્રારને ફક્ત અરજ કરી શકે, અને લવાદ જે ફેંસલો કરે તે તેને કબુલ રાખવો પડે. પણ જો બીનસભાસદે પૈસા મંડળીમાં જમા મૂકયા હોય, અને તેના પૈસા મડળી ન ભરતી હોય તો તે એકદમ કોર્ટમાં દાવો કરી શકે છે, અને મંડળીની અનિયમિત જવાબદારી હોય તો તે ગમે તેનાથી પોતાના બધા પૈસા વસુલ કરી શકે છે. એથી મંડળીમાં જે સારા માણસો મંડળીને ઉત્તેજન આપવા ખાતર દાખલ થયા હોય તેઓને ભારે પડે, અને તેથી તેવા સારા માણસો મંડળીમાં દાખલ થતા અટકી જાય એમ છે તેથી, તેમજ મંડળીઓને કોર્ટે જતી જેમ બને તેમ અટકાવવી એ સલાહભરેલું છે તેથી, આ કલમમાં એવો સુધારો કરવામાં આવ્યો છે, કે મંડળીની જવાબદારી અનિયમીત હોય છતાં તે અનિયમીત જવાબદારીનો બોજો સભાસદો પર તે મંડળી ફડચામાં જાય, અને તેમાં ખોટ આવે તેના ફાળા પૂરતો પડવો જોઇએ. આમ કરવાથી કંઇ શાહુકારના પૈસા જતા રહેતા

**નથી**; કારણ કે મંડળીની જવાબદારી અનિયમીત હોવાથી તેના પૈસા તો સહીસલામતજ છે; અને તેના પૈસાનું વ્યાજ તો ચઢતુંજ રહે છે. તે ઉપરાંત કલમ ૪૪માં ઠરાવવામાં આવ્યું છે, કે જો કોઇ મંડળી પોતાનું દેવું ભરે નહિ, તો તે મંડળીનો શાહુકાર તે મંડળીના ચોપડા તપાસાવવાને રજિસ્ટ્રારને અરજી કરી શકે છે, અને જો રજિસ્ટ્રારને એમ લાગે કે તે મંડળી પોતાનું દેવું ભરવાને શક્તિમાન નથી, તો તે મંડળીને રજિસ્ટ્રાર ફડચામાં લઇ જાય છે. અને તે મંડળીનું કામકાજ આટોપવાને એક લીકવીડેટર નીમે છે; જે મંડળીનું દેવું પતાવવા માટે મંડળીના સભાસદો પર ફાળો નાખે છે. અને તે વસુલ કરી શાહુકારના પૈસા પતાવે છે. એ રીતે શાહુકારના પૈસાને કંઇ પણ જોખમ રહેતું નથી.

ખેડુતોની શાખવાળી મંડળીઓ માટે અનિયમીત જવાબદારી ફરજિઆત રાખવાનું કારણ એ છે જે અનિયમીત જવાબદારીને લીધે મંડળીમાં નાણાં મૂકનારાનું હિત ઘણી સારી રીતે સચવાય છે અને તેથી એવી મંડળીઓને પૈસા સહેલથી મળી શકે છે. આ રીતની જવાબદારી એવી મંડળીને માટે રાખવાથી ઘણા ફાયદા છે; અને ગરીબ લોકોને સહેલાઇથી પૈસા મેળવવાનો આ એકજ રસ્તો છે.

શાખવાળી મંડળીના સભાસદોની જવાબદારી અનિયમીત હોવાથી એક શાખવાળી મંડળીનો સભાસદ બીજી શાખવાળી મંડળીનો સભાસદ હોવો જોઇએ નહિ, કારણકે તેથી તેની જવાબદારી વહેંચાઇ જાય છે, અને સાધારણ રીતે તો શાખવાળી મંડળીના પેટા કાયદામાં એ રીતની કલમ દાખલ કરવી જોઇએ.

આ પ્રતિબંધ શાખવાળી મંડળીનેજ લાગુ પડે છે. એક સખસ એક શાખવાળી મંડળીના સભાસદ ઉપરાંત માલ વેચવવાની

મંડળીનો, માલ ખરીદવાની મંડળીનો, અને એવી જુદી જુદી જાતની મંડળીનો સભાસદ થઈ શકે છે.

શાખવાળી મંડળીની જવાબદારી સભાસદો માટે નાણાં ઉભા કરવાના હેતુથી અનિયમિત રાખવામાં આવી છે; પણ તેવા જોખમમાંથી બચવા માટે આ કાયદાથી ઘણી સાવચેતીઓ રાખવામાં આવી છે. (૧) તેવી મંડળીમાં સભાસદ તરીકે અમુક નાના લત્તાના લોકોનેજ દાખલ કરવાનું ઠરાવવામાં આવ્યું છે, તેથી દાખલ થનાર માણસ કેવો છે, તેની બીજા સભાસદોને ખબર હોય છે, અને તેથી નબળો માણસ મંડળીમાં દાખલ થતો અટકી શકે છે (કલમ ૭), (૨) મંડળીનો સભાસદ જે કામને માટે નાણાં લે છે, તે કામને માટે તે વાપરે છે, કે નહિ તે પર મંડળીએ પૂરતી દેખરેખ રાખવાની છે, (૩) મંડળીનું કામ મંડળીના કોઈ-પણ સભાસદથી ખાનગી રાખવાનું નથી, (૪) મંડળીએ કાયમને માટે એક રિઝર્વ ફન્ડ ઉભું કરવાનું છે (કલમ ૩૯), (૫) મંડળીમાંનું હિત સંબંધ સભાસદ બીજા કોઈને બદલો કરે તેમાં અમુક પ્રતિબંધો મૂકવામાં આવ્યા છે (કલમ ૧૯), (૬) મંડળીમાંથી સભાસદ રાજીનામું અમુક સંજોગોમાંજ આપી શકે છે (કલમ ૨૮), (૭) મંડળીએ કેટલું દેવું કરવાનું છે, તે અગાઉથી નક્કી કરવાનું હોય છે (કલમ ૩૫), (૮) સાધારણ સભામાં મંડળીએ તે વરસમાં કેટલું દેવું કરવું તે નક્કી કરવામાં આવે છે, (૯) દરેક સભાસદની સાધારણ શાખ અગાઉથી નક્કી કરવામાં આવે છે.

**Restrictions on interest of member of society with limited liability and a share capital.**

6. Where the liability of the members of a society is limited by shares, no member other than a society shall

(a) hold more than such portion of the share capital of the society, subject to a maximum

of one-fifth, as may be prescribed by the rules: or

(b) have or claim any interest in the shares of the society exceeding three thousand rupees: provided that if the society is a housing society a member may have or claim an interest in the shares of the society not exceeding Rs. 10,000.

કલમ ૬. નિયમીત જોખમદારી અને શેરોની મુંડીવાળી મંડળીના સભાસદોના હિત સબંધ ઉપર નિર્બંધ:—જ્યારે એકાદી મંડળીના સભાસદોની જોખમદારી શેરો કાઢીને નિયમીત કરી હોય, ત્યારે મંડળી સિવાયના બીજા કોઈપણ સભાસદે:—

(અ) તે મંડળીની શેરોની મુડીનો હિસ્સો કાનુનોથી ઠરાવવામાં આવે તે કરતાં વધારે ધારણ કરવો નહિ, અને એવો હિસ્સો એકપંચમાંશ કરતાં વધારે હોવો જોઈએ નહિ; અથવા

(બ) તે મંડળીના ત્રણ હજાર કરતાં વધારે રૂપીઆની કિંમતના શેરોમાં કંઈપણ હિત સંબંધ રાખવો નહિ; અથવા હોવાનો દાવો કરવો નહિ; પરંતુ એવું ઠરાવ્યું છે, કે તે મંડળી હાઉસીંગ સોસાયટી હોય તો એકાદો સભાસદ સદરહુ મંડળીના ૧૦,૦૦૦૦ કરતાં વધારે રૂ૦ ની કિંમતના ન હોય એવા શેરોમાં હિત સંબંધ રાખવાને અથવા હોવાનો દાવો કરવાને મુખત્યાર છે.

સને ૧૯૧૨ના કાયદામાં એવું ઠરાવવામાં આવ્યું હતું, કે નિયમીત જોખમદારીવાળી મંડળીમાં કોઈ સભાસદ ૧૦૦૦ કરતાં

વધારે રૂપીઆના શેરો લઇ શકે નહિ; તે બાબતમાં ફેરફાર કરી આ કાયદામાં તે હદ વધારી ૩૦૦૦ રૂપીઆની કરવામાં આવી છે. તેમજ ઘરો બાંધવાની મંડળીની જરૂરિઆતો જોઇ તેવી મંડળીમાં એક સભાસદ ૧૦૦૦૦ રૂપીઆ સુધીના શેરો લઇ શકે એમ ઠરાવવામાં આવ્યું છે. આ સુધારો કો-ઑપરેટીવ ઇન્સ્ટીટયુટની ભલામણ તેમજ નાણાંની કિંમતમાં થએલા ફેરફાર ઉપર વિચાર કરીને કરવામાં આવ્યો છે.

આ કલમ જે મંડળીની જવાબદારી નિયમીત છે, તેને લાગુ પડે છે. એવી મંડળીનો સભાસદ કેટલા રૂપીઆ સુધીના શેરો ખરીદ કરી શકે તે આ કલમમાં બતાવેલું છે. એ શેરો ખરીદ કરવાની હદ આ કલમથી વધારવામાં આવી છે. અને ઘર બાંધવા માટેની મંડળીમાં રૂા. ૧૦,૦૦૦ સુધીના શેરો અને બીજી મંડળીમાં રૂા. ૩,૦૦૦ સુધીના શેરો એક સભાસદ લઈ શકે છે એમ ઠરાવવામાં આવ્યું છે. સહકારી મંડળીના શેરો કોઇ સભાસદ ખરીદ કરે તો તે તેવા શેરોને પોતાના શાહુકારના પંજામાંથી બચાવી શકે છે; કારણ કે કલમ ૨૬ પ્રમાણે એવા શેરો દીવાની કોર્ટની જપ્તીને પાત્ર નથી. આથી એવા સભાસદના શાહુકારના હિતમાં નુકશાન થવાનો સંભવ છે, અને તે કારણથી એ હદ વધારતી વખતે ધારાસભામાં વાંધો લેવામાં આવ્યો હતો; પરંતુ તે વાંધો પાછળથી ખેંચી લેવામાં આવ્યો હતો. એ વધારો કરવા માટે લેવામાં આવેલા વાંધાની વિરુદ્ધ જણાવવામાં આવ્યું હતું, કે શેરોની થાપણ એ મંડળીની મુડી છે, અને તેના આધાર પર સભાસદો અને બીન સભાસદો પોતાની મુડી મુકે છે. હવે સાધારણ રીતે ગ્રામ્ય વિભાગમાં લોકોની સ્થિતિ ગરીબ હોય છે, અને તેઓ સભાસદ થવા પૂરતો એકાદ શેર લે છે; અને મંડળીને શરૂઆતમાં વધારે મુડી જોઇતી હોય તો કોઇ પૈસાદાર માણસને એ શેરો આપવાની જરૂર પડે

છે, તેથી જો આ પ્રમાણેની વધારે હદ નહિ રાખવામાં આવે તો મંડળીઓને શરૂઆતમાં પોતાની મુડી ઉભી કરવામાં વાંધો આવે. તેમજ એ શેરો જો જપ્તીને પાત્ર ઠેરવવામાં આવે તો મંડળી ભાગી પડે; કારણ કે શેરોની મુડી લાંબી મુદ્દતને માટે ધીરવામાં આવી હોય છે, અને સભાસદોના શાહુકારો જો શેરો જપ્ત કરે તો તેના પૈસા મંડળીને ભરવા ભારે પડે. વળી સહકારી મંડળીમાં લોકો એકાએક શેરો લેવા તૈયાર હોતા નથી; કેમકે એવી સહકારી મંડળીમાં વ્યાજ અમુક દર સુધીનુંજ મળે છે; જ્યારે બીજી કંપનિઓમાં તેમ નથી. વળી સહકારી મંડળીમાં કોઈ માણસે ગમે એટલા શેરો લીધા હોય છતાં તેને એકજ મત આપવાનો અધીકાર હોય છે; જ્યારે બીજી કંપનિઓમાં તેમ નથી. આવા કારણોથી સહકારી મંડળીમાં લોકો નાણાં રોકવા નારાજ હોય છે, અને તેમને લલચાવવા માટે તેમના શેરો જપ્તીથી મુક્ત કરવા જોઈએ. પ્રોવીડન્ટ ફંડના પૈસા પણ એ રીતે જપ્તીને પાત્ર નથી; તો પછી આ શેરોને પણ જપ્તીથી મૂક્ત કરવામાં ખોટું નથી.

શેરોની મુડી ત્રણ પ્રકારની હોય છે, (૧) મંજુર કરાએલી મુડી: એટલે જ્યારે મંડળી સ્થાપવામાં આવે છે ત્યારે તેના પેટા કાયદામાં નક્કી કરવામાં આવે છે, કે તે મંડળી માટે અમુક રૂપીઆ સુધીની મુડી ઉભી કરવી; એટલે એવી જે રકમ પેટા કાયદાથી મંજુર કરવામાં આવી હોય તે, (૨) ભરાએલી મુડી: એટલે સભાસદો અમુક રૂપીઆ સુધીના શેરો લેવાની કબુલત આપે તો તેઓએ જેટલી રકમ માટે શેરો લેવાની કબુલત આપી હોય તે, (૩) ભરપાઇ થએલી મુડી: એટલે સભાસદોએ જેટલી મુડી ભરવાની કબુલ કરી હોય તે પૈકી જેટલા રૂપીઆની મુડી ભરી હોય તે.

સભાસદે જેટલી મુડી ભરવા કબુલ કર્યું હોય તે પૈકી થોડી મુડી ભરી દીધી હોય તો બાકીની મુડી પૂરતી તેની

જવાબદારી રહે છે, અને જો તે મંડળી ફડચામાં જાય તો લીકવીડેટર તે સભાસદથી વધુમાં વધુ જેટલા રૂપીઆ ભરવાના બાકી હોય તેટલા રૂપીઆ તેનાથી વસુલ કરી શકે છે.

આ કલમથી જે બંધન મુકવામાં આવ્યું છે, તેમાંથી છુટ આપવાને સરકારને કલમ ૬૭થી સત્તા આપવામાં આવી છે, અને આવી છુટ જરૂરની છે, અને તે ખાસ કરીને બેન્કો માટે પડે છે; કારણ કે બેન્કને માટે સારી થાપણ ઉભી કરવાની હોય છે.

Conditions of registration.

7. (1) No society, other than a society of which a member is a society, shall be registered under this Act, which does not consist of at least ten persons above the age of eighteen years and, where the object of the society is the creation of funds to be lent to its members, unless such persons—

(a) reside in the same town or village or in the same group of villages; or

(b) save where the Registrar otherwise directs, are members of the same tribe, class, caste or occupation.

(2) The word "limited" shall be the last word in the name of every society with limited liability registered under this Act.

**કલમ ૭:—નોંધવા માટેની શરતો; (૧) જેનો એકાદ સભાસદ મંડળી હોય એવી મંડળી સિવાયની બીજી જે કોઇપણ મંડળીને આ ઍકટની રૂએ નોંધવી હોય ત્યારે, તેમાં અઢાર**

વર્ષની ઉપરની ઊંમરના ઓછામાં ઓછા દસ શખસો હોય નહિ તો, અને તે મંડળીનો હેતુ પોતાના સભાસદોને ધીરવા માટે નાણાં ઉભાં કરવાનો હોય તે પ્રસંગે, એવા સખસો—

(અ) એકજ કસ્બામાં અથવા ગામમાં અથવા ગામોના એકજ સમુદાયમાં રહેતા ન હોય તો; અથવા

(બ) રજિસ્ટ્રાર બીજી રીતે ફરમાવે તે સિવાય, એકજ જાતના, વર્ગના, ન્યાતના, અથવા ધંધાના હોય નહિ તો નોંધવી નહિ.

(૨) નિયમીત જોખમદારીવાળી જે દરેક મંડળી આ ઍક્ટની રૂએ નોંધાએલી હોય તેના નામની છેડે "લીમીટેડ" એ શબ્દ હોવો જોઇએ.

મંડળી નોંધવા માટે આ કલમમાં એવી શરતો છે, કે જો કોઇ મંડળી નોંધાવવી હોય અને તેવી મંડળીમાં બીજી કોઈ મંડળી સભાસદ નહિ હોય તો તે મંડળીમાં અઢાર વરસની ઉપરની ઉંમરના ઓછામાં ઓછા દશ માણસો હોવા જોઇએ, અને એવી મંડળી જો પોતાના સભાસદોને નાણાં ધીરવા માટે ઉભી કરવામાં આવી હોય તો વધુ સરત એવી રાખવામાં આવી છે, કે તે મંડળીના થનારા સભાસદો એકજ ગામમાં કે તેને લગતા જથાના ગામોમાં રહેતા હોવા જોઇએ; અથવા તેઓ એકજ ન્યાતજાત કે ધંધાના માણસો હોવા જોઇએ; પણ તેઓ એકજ ગામના તેમજ એકજ ન્યાતના હોવા જોઇએ એવું ફરજિઆત નથી; એટલે એક ગામના અગર એક ન્યાતના માણસો શાખવાળી મંડળીમાં જોડાઇ શકે છે.

જો મંડળી પૈસા ધીરવાને માટે ઉભી કરવામાં ન આવી હોય તો તેના સભાસદો એકજ ગામના હોવા જોઇએ, એવું ફરજિઆત નથી, એવી જાતની મંડળીઓ સ્ટોર વગેરેની હોઈ શકે છે.

મંડળી નોંધાવતી વખતે તેના દશ સભાસદ અઢાર વરસની ઉપરની ઉંમરના હોવા જોઇએ, એમ આ કલમમાં ઠેરવવામાં આવ્યું છે; પણ મંડળી નોંધાયા પછી અઢાર વરસની અંદરના એટલે સગીર ઉંમરનાને મંડળીમાં દાખલ નહિ કરવો એવો આ કાયદામાં પ્રતિબંધ નથી. છતાં સગીરને સભાસદ તરીકે દાખલ કરવો કે કેમ તે મંડળીને જોવાનું છે.

નિયમીત જવાબદારીવાળી મંડળીમાં શેરોના પૈસા ભરપાઇ થઇ ગયા નહિ હોય તો સગીરને સભાસદ તરીકે દાખલ કરવો જોઇએ નહિ; કારણ કે શેરોના પૈસા જે ભરવાના બાકી રહ્યા હોય તે સગીરથી વસુલ કરી શકાય નહિ.

અનિયમીત જવાબદારીવાળી મંડળીમાં સગીરને દાખલ કરવો યોગ્ય નથી; કારણ કે સગીર પોતાને માથે કાયદેસર રીતે જવાબદારી લઇ શકતો નથી; તેમજ સગીર ખરી જરૂરિઆત વગર દેવું કરી શકતો નથી. આવા કારણથી સગીરને અનિયમીત જવાબદારીવાળી મંડળીમાં દાખલ કરવો જોઇએ નહિ.

જ્યારે કોઇ સભાસદ ગુજરી જાય અને તેનો વારસ સગીર હોય તો તેવી હકીકતને માટે જુઓ કલમ ૨૭.

**રહેઠાણ:**—અમુક ગામના રહીશોને માટે જો કોઇ શાખવાળી મંડળી કહાડવામાં આવી હોય, અને તે ગામમાં કોઇ મિલકત ધારણ કરનાર હોય પણ ગામનો રહીશ નહિ હોય તો તેને તે મંડળીમાં દાખલ કરી શકાય નહિ; અને તેમ રાખવાનું કારણ એ છે, જે જો કોઇ સખસ ગામનો રહીશ હોય તોજ મંડળીના બીજા સભાસદોનો તેના પર વિશ્વાસ બેસે, અને મંડળી તેના પર પૂરતો કાબુ રાખી શકે. શાખવાળી મંડળીમાં મુખ્ય બાબત એ છે, કે તે મંડળીના સભાસદો એક બીજાના પૂરતા સમાગમમાં આવતા હોવા જોઇએ.

નિયમીત જવાબદારીવાળી મંડળીના નામને છેડે "લિમિટેડ" શબ્દ લગાડવો, એમ આ કલમમાં ઠરાવવામાં આવ્યું છે. કંપનિ ઍકટમાં પણ એજ પ્રમાણેનો ઠરાવ છે.

જે મંડળી રજિસ્ટર કરાવવા માટે આ કલમથી દશ લાયક ઉંમરના સભાસદોની જરૂર છે, તે મંડળીમાં જો એવા લાયક દશ સભાસદ કરતાં સંખ્યા કમી થાય તો તે મંડળી રજિસ્ટ્રાર રદ કરી શકેછે. જુઓ કલમ ૪૮.

Power of Registrar to decide certain questions.

8. When any question arises whether for the purpose of the formation or registration or continuance of a society under this Act a person is an agriculturist or a nonagriculturist, or whether any person is a resident in a town or village or group of villages, or whether two or more villages shall be considered to form a group, or whether any person belongs to any particular tribe, class, caste or occupation, the question shall be decided by the Registrar, whose decision shall be final.

કલમ ૮: કેટલા પ્રશ્નોનો નીકાલ કરવાનો રજિસ્ટ્રારનો અધિકાર:—આ ઍકટ મુજબની કોઇ મંડળી ઉભી કરવાના, અથવા નોંધવાના અથવા ચાલુ રાખવાના કારણ સારૂ અમુક સખસ ખેડુત છે, કે ખેડુત નથી, અથવા અમુક સખસ કસ્બાનો અથવા ગામનો અથવા ગામોના સમુદાયનો રહેવાસી છે, કે નહિ અથવા બે અથવા વધારે ગામો મળીને એક સમુદાય થાય છે, એમ ગણવું કે નહિ, અથવા અમુક સખસ અમુક ચોક્કસ જાતનો, વર્ગનો, ન્યાતનો, અથવા ધંધાનો છે કે નહિ એ બાબત તકરાર ઉઠે ત્યારે તેનો રજિસ્ટ્રારે નીકાલ કરવો જોઇએ, અને તેનો નીકાલ આખરનો છે, એમ સમજવું.

સને ૧૯૧૨ના કાયદામાં "આ કાયદાના હેતુઓને માટે" એ શબ્દો હતા તે બદલી "કોઇ મંડળી ઉભી કરવાના, અથવા નોંધવાના, અથવા ચાલુ રાખવાના કારણ સારૂ" એ શબ્દો મૂકવામાં આવ્યા છે.

ખેડુત શબ્દની વ્યાખ્યા આ કલમમાં આપવામાં આવી નથી; પણ સાધારણ રીતે જેનો મુખ્ય ધંધો ખેતીનો હોય, અથવા જે ખેતી પર પોતાનો નિર્વાહ કરતો હોય, અથવા જે ખેતીની મજુરી કરતો હોય તેને ખેડુત ગણી શકાય છે.

જ્યારે કોઈ મંડળી ઉભી કરતી વખતે, અથવા નોંધતી વખતે, અથવા તે મંડળી ચાલુ રાખવી કે કેમ તેનો નિર્ણય કરતી વખતે આ કલમોમાં બતાવેલી બાબતો પર કંઈ સવાલ ઉઠે તો તેનો નીકાલ રજિસ્ટ્રારે કરવાનો છે, અને તે નીકાલ આખરનો છે, એમ આ કલમમાં જણાવવામાં આવેલું છે; એનો અર્થ એ છે કે, રજિસ્ટ્રાર જે નીકાલ આપે તે પર બીજા કોઇ અધિકારીને અપીલ કરી શકાય નહિ; અથવા તે નીકાલ ખોટો છે એમ કહી તે ફરી તપાસી જોવા રીવીઝનની અરજી પણ કોઈ અધિકારીને કરી શકાય નહિ, તેમ તે નીકાલના ખરાખોટાપણા વિશે કોઇ પણ સવાલ ઉઠાવી શકાય નહિ; પણ તે નિકાલને આખરના નિર્ણય તરીકે માન્ય રાખવાનું આ કલમથી ઠરાવવામાં આવ્યું છે. આ નીકાલ જે આખરનો ગણવામાં આવ્યો છે, તે આ કાયદા પૂરતોજ છે. એવો સવાલ તેજ સખસને માટે જો દિવાની કોર્ટમાં ઉઠાવવામાં આવે તો તે વખતે ત્યાં એ નીકાલ આખરનો ગણાય નહિ. બલકે રજિસ્ટ્રારનો નીકાલ ત્યાં પૂરાવામાં પણ દાખલ થાય નહિ.

અમુક માણસ ખેડુત છે, કે નહિ એ સવાલ દિવાની કોર્ટમાં હંમેશ ઉઠવાનો સંભવ છે; કારણ કે દખણ એકટથી ખેડુતોને અમુક હકો આપવામાં આવ્યા છે. જો કોઇ માણસને આ કલમના સંબંધમાં રજિસ્ટ્રારે ખેડુત ગણ્યો હોય અગર તે

ખેડુત નથી એમ ગણ્યું હોય તો તે નીકાલ દિવાની કોર્ટને બંધનકર્તા નથી, અને ત્યાં એ નીકાલ આખરનો ગણાય નહિ.

Application for registration.

9. ( 1 ) For purposes of registration an application to register shall be made to the Registrar.

( 2 ) The application shall be signed

( a ) in the case of a society of which no member is a society, by at least ten persons qualified in accordance with the requirements of section 7, sub-section (1 ); and

( b ) in the case of a society of which a member is a sociaty, by a duly authorised person on behalf cf every such society and where all the members of the society are not societies, by ten other members or, when there are less than ten other members, by all of them.

( 3 ) The application shall be accompanied by a copy of the proposed by-laws of the society, and the persons by whom or on whose behalf such application is made shall furnish such information in regard to the society as the Registrar may require.

કલમ ૯. (૧) નોંધાવવા માટે અરજી:—નોંધાવવા માટે રજિસ્ટ્રારને નોંધવા માટે અરજી કરવી.

(૨) સદરહુ અરજી ઉપર—

(અ) જે મંડળીનો કોઈ પણ સભાસદ મંડળી ન હોય તેવી મંડળીની બાબતમાં કલમ ૭ની પેટા કલમ (૧)માં

જણાવ્યા પ્રમાણે યોગ્યતા ધરાવતા ઓછામાં ઓછા દશ સખસોએ; અને

(બ) જે મંડળીનો એકાદ સભાસદ મંડળી હોય, એવી મંડળીની બાબતમાં એવી દરેક મંડળીની વતી યોગ્ય રીતે અધિકાર મળેલા સખસે, અને જ્યારે સઘળા સભાસદો મંડળીઓ ન હોય ત્યારે, બીજા દશ સભાસદોએ અથવા, જ્યારે બીજા સભાસદો દશ કરતાં ઓછાં હોય ત્યારે, તે સઘળાઓએ સહી કરવી જોઇએ.

(૩) તે મંડળીના યોજેલા પેટા-કાયદાઓની એક નકલ સદરહુ અરજી સાથે સામેલ રાખવી જોઇએ, અને જે સખસોએ અથવા જે સખસોની વતી સદરહુ અરજી કરી હોય તે સખસોએ તે મંડળીના સંબંધમાં રજિસ્ટ્રાર માગે તે માહિતી પૂરી પાડવી જોઇએ.

જ્યારે દશ અથવા તેથી વધારે માણસો એમ ધારે કે તેઓને અમુક મંડળી રજિસ્ટર કરાવવી છે, તો ઓછામાં ઓછા દશ માણસોએ સહી કરીને મંડળી રજિસ્ટર કરવાની અરજી રજિસ્ટ્રારને મોકલી આપવી જોઇએ. તેમજ તે અરજીની સાથે મંડળીએ જે પેટા કાયદા કર્યા હોય તે પેટા કાયદા પણ રજિસ્ટ્રાર પર મોકલી આપવા જોઇએ. એ પેટા કાયદાની ત્રણ પ્રત મંડળી રજિસ્ટર કરાવતી વખતે રજિસ્ટ્રાર પર મોકલવાનો હુકમ છે, અને એ ત્રણ પ્રત પર એવા દશ સભાસદોએ સહી કરવી જોઇએ.

મંડળી રજિસ્ટર થયા પછી એવા પેટા કાયદાની એક પ્રત રજિસ્ટ્રારની ઑફીસમાં રાખવામાં આવે છે. બીજી પ્રત રજિસ્ટ્રારના સહી–સીક્કા સાથે મંડળીના દફતરે રાખવા મંડળી

પર પાછી મોકલી આપવામાં આવે છે; અને ત્રીજી પ્રત ઍસિસ્ટંટ રજિસ્ટ્રારની ઑફીસ પર ફાઇલે રાખવા મોકલી આપવામાં આવે છે.

જ્યારે એવી મંડળીમાં બીજી રજિસ્ટર થએલી મંડળી સભાસદ હોય ત્યારે તે મંડળી સભાસદ તરફથી એવી મંડળી નોંધાવાની અરજી પર તે મંડળીએ જેને યોગ્ય રીતે સત્તા આપી હોય તેણે સહી કરવી જોઇએ, અને બીજા દશ વ્યક્તિ સભાસદોએ સહી કરવી જોઇએ. જ્યારે એક નવી કરવામાં આવનાર મંડળીમાં બીજી મંડળી સભાસદ તરીકે જોડાઇ હોય ત્યારે તેવી નવી મંડળીમાં વ્યક્તિ સભાસદ દશ હોવાની જરૂર નથી, અને તેથી જો એવી કહાડવા ધારેલી મંડળીમાં દશ વ્યક્તિ સભાસદો જોડાયા નહિ હોય તો જેટલા સભાસદો જોડાયા હોય તેટલા બધાએ સહી કરવી જોઇએ.

દરેક જાતની નવી નીકળનારી મંડળી પોતાની મંડળીનો સઘળી જરૂરિઆતો પર વિચાર કરી પોતે પેટા કાયદા કરી શકે નહિ, તેથી જે પેટા કાયદાઓથી બીજી મંડળીઓ ફત્તેહમંદ થઇ હોય છે, તે પેટાકાયદાના મુસદ્દા રજિસ્ટ્રાર તૈયાર કરાવી છપાવી રાખે છે, અને એવી મંડળીએ તે મુસદ્દા પ્રમાણે પોતાના પેટા કાયદા કરવાના હોય છે. તે પેટા કાયદામાં એવી મંડળી ઘટતો ફેરફાર કરી શકે છે; પણ તેના મુખ્ય સિદ્ધાંતોમાં ફેરફાર કરી શકે નહિ.

પેટા કાયદા મંડળી રજિસ્ટર થયા પછી કરવાના હોતા નથી, પણ મંડળી રજિસ્ટર કરાવવામાં આવે તે પહેલાં મંડળીએ પોતાના પેટા કાયદા ઘડવાના હોય છે. છતાં એક વખતે પેટા કાયદા ઘડી મંડળી રજિસ્ટર કરવામાં આવ્યા પછી તે પેટા કાયદામાં મંડળી સાધારણ સભામાં ઠરાવ કરી ફેરફાર કરી શકે છે. ફક્ત એ ફેરફાર પર રજિસ્ટ્રારની મંજુરિઆત મેળવવાની જરૂર છે, જુઓ કલમ–૧૬.

અરજી પર સહી કરનારા દશ અથવા વધારે સખસોને મંડળી રજિસ્ટર થાય કે તેના સભાસદો ગણી લેવામાં આવે છે, અને સભાસદને પસંદ કરીને મંડળીમાં દાખલ કરવાનો જે સિદ્ધાંત છે, તે એ સખસોને લાગુ પડતો નથી. જુઓ કલમ ૩ (ક) સભાસદની વ્યાખ્યા.

મંડળી જે પેટા કાયદા કરે તે પેટા કાયદા તે મંડળીને બંધનકર્ત્તા છે; તેમજ તેના સભાસદોને પણ બંધનકર્ત્તા છે; અને, એ પેટા કાયદામાં ફેરફાર કરવો હોય, તો કલમ ૧૬ પ્રમાણેજ થઇ શકે છે, અને એ પેટા કાયદા વિરૂદ્ધ વર્ત્તન કરવામાં આવ્યું હોય તો તે કાયદેસર ગણી શકાય નહિ.

10. If the Registrar is satisfied that a society has complied with the provisions of this Act and the rules and that its proposed by-laws are not contrary to this Act or the rules, he may register the society, and its by-laws.

Registration.

**કલમ ૧૦ મી: નોંધવું:**—રજિસ્ટ્રારની ખાત્રી થાય કે કોઈ મંડળીએ આ ઍક્ટના ઠરાવો તથા કાનુનો પાળ્યા છે, અને તેના યોજેલા પેટા-કાયદાઓ, આ ઍક્ટની અથવા કાનુનોની વિરૂદ્ધ નથી તો તે, તે મંડળી તથા તેના પેટા-કાયદાઓ નોંધવાને મુખત્યાર છે.

રજિસ્ટ્રારે કેવી હકીકતમાં મંડળી નોંધવી તે આ કલમમાં જણાવેલું છે.

આ કલમ પ્રમાણે રજિસ્ટ્રાર કોઇ મંડળી નોંધવા ના પાડે તો તેના હુકમ સામે સરકારને બે માસની મુદ્દતની અંદર અપીલ કરી શકાય છે, જુઓ કલમ ૬૪.

મંડળી જ્યાં સુધી રજિસ્ટર કરવામાં આવે નહિ, ત્યાં સુધી મંડળીને જે કાયદાથી અમુક હકો (જેવા કે સ્ટાંપની લાગત, રજિસ્ટર ફી, ઇન્કમટેક્ષ વગેરેની માફી) આપવામાં આવ્યા છે, તે હકો તેને મળી શકે નહિ.

સને ૧૯૧૨ના કાયદામાં રજિસ્ટ્રારને "યોગ્ય લાગે તો" મંડળી નોંધવી એમ જણાવવામાં આવ્યું હતું. "યોગ્ય લાગે તો" એ શબ્દો બીનજરૂરી ગણી આ કલમમાંથી કહાડી નાખવામાં આવ્યા છે.

11. A certificate of registration signed by Registrar shall be conclusive evidence that the society therein mentioned is duly registered unless it is proved that the registration of that society has been cancelled.

Evidence of registration

**કલમ ૧૧ મી: નોંધ્યા બાબતનો પૂરાવો:—રજિસ્ટ્રારે સહી કરેલો નોંધ્યા બાબતનો દાખલો, તેમાં જે મંડળી લખી હશે, તે મંડળી નોંધ્યાનું રદ કરવામાં આવ્યું છે, એમ સાબીત થાય નહિ તો તે મંડળી યોગ્ય રીતે નોંધવામાં આવી છે, એ બાબતનો નિર્ણયકારક પૂરાવો થશે, એમ સમજવું.**

જ્યારે અમુક મંડળી નોંધવામાં આવે છે, ત્યારે તે મંડળી નોંધવા બાબત રજિસ્ટ્રાર સર્ટિફીકેટ આપે છે, અને એવું સર્ટિફીકેટ જો કોઈ પણ ઠેકાણે રજુ કરવામાં આવે તો તે મંડળી નોંધાએલી છે, એમ નિર્ણયકારક પૂરવાર ગણી લેવાનું આ કલમથી ઠરાવવામાં આવ્યું છે, એટલે જો તે મંડળી પાછળથી રદ કરવામાં આવી છે, એવું પૂરવાર કરવામાં આવે નહિ તો તે મંડળી નોંધાઇ છે, કે નહિ, તે વિષે કોઇ પણ રીતે સવાલ ઉઠાવી શકાય નહિ.

"યોગ્ય રીતે"નો અર્થ કલમ ૧૦માં જે જે જરૂરિઆતો બતાવી છે, તે પૂરી પાડવામાં આવી છે એવો થાય છે; એટલે કે મંડળીએ રજિસ્ટર કરાવતી વખતે કાયદાની સઘળી વિધિઓ પાળી છે.

મંડળી નોંધાવવાથી તેને શું હકો મળે છે, તે માટે જુઓ કલમ ૨૩ મી.

જ્યારે અમુક મંડળી નોંધાયા બાબતનું સર્ટિફીકેટ તે મંડળીને આપવામાં આવ્યું હોય, ત્યારે તે મંડળી ખરા સહકારના સિદ્ધાંત પર રચવામાં આવી નથી, એવી તકરાર પણ પાછળથી ઉઠાવી શકાય નહિ, અને તેથી મંડળીથી નારાજ થનારથી દિવાની કોર્ટનો આસરો લેવાય નહિ; પણ તેણે રજિસ્ટ્રાર મારફતેજ દાદ મેળવવી પડે.

12. Every society shall within a period of three months after the date fixed for making up its accounts for the year under the rules for the time being in force call a general meeting of its members.

Annual general meeting.

**કલમ ૧૨ મી: વાર્ષિક સામાન્ય સભા:—દરેક મંડળીએ, વિદ્યમાનકાળે અમલમાં હોય એવી કાનુનોની રૂએ તે વર્ષના પોતાના હિસાબો જે તારીખે બંધ કરવાનું ઠરાવ્યું હોય તે પછી ત્રણ મહિનાની મુદ્દતની અંદર, પોતાના સભાસદોની એક સામાન્ય સભા બોલાવવી.**

આ કલમ નવીજ દાખલ કરવામાં આવી છે. કેટલીક મંડળીઓ પોતાના હિસાબો તૈયાર કરીને વાર્ષિક સાધારણ સભા બોલાવતીજ નથી, તેથી આવી કલમની જરૂર લાગવાથી તે આ કાયદામાં દાખલ કરવામાં આવી છે. એવી સભામાં શું શું કામો કરવા તે આ કલમના અસલ ખરડામાં હતું; પણ તે બાબતોને

આ કલમમાં દાખલ કરવાને બદલે તે બાબતો નિયમોથી નક્કી કરી લેવાનું ઠરાવવાનું ધારાસભાને દુરસ્ત લાગ્યું હતું.

મંડળીનો અમલદાર જાણી જોઇને જો વાર્ષિક સામાન્ય સભા બોલાવે નહિ તો તે કલમ ૬૦ (બ) મુજબ ગુન્હેગાર થાય છે.

13. A special general meeting may be called at any time by a majority of the committee and shall be called within one month —

Special general meetings.

(1) on the requisition in writing of one-fifth of the members of the society, or

(2) at the instance of the Registrar.

**કલમ ૧૩મી: વિશેષ સામાન્ય સભાઓ:**—સદરહુ કમિટિના અડધા કરતાં વધારે સભાસદો કોઈ પણ વખતે એક વિશેષ સામાન્ય સભા બોલાવવાને મુખત્યાર છે, અને તે સભા એક મહિનાની અંદર—

૧) તે મંડળીના એક પંચમાંશ સભાસદોની લેખી માગણી ઉપરથી, અથવા

(૨) રજિસ્ટ્રારની સૂચના ઉપરથી,

બોલાવવી જોઇએ.

આ કલમ નવી છે. આ કલમના અસલ ખરડામાં મંડળીની ખાસ સાધારણ સભા દર છ મહિને બોલાવવાનું ઠેરવવામાં આવ્યું હતુ; પણ તે બાબત પાછળથી પડતી મૂકવામાં આવી હતી; કારણ કે ઘણી મંડળીઓને તે બીનજરૂરી હતું.

મંડળીનો કારભાર બરાબર ચાલતો નહિ હોય, અગર બીજા કોઇ કારણોથી સભાસદોને ખાસ સાધારણ સભા બોલાવવાની જરૂર લાગે તો મંડળીના એક પંચમાંશ સભાસદો જો લેખી અરજી કરે તો તેવી સભા બોલાવવાનું ફરજિઆત ઠરાવવામાં આવ્યું છે. તેમજ રજિસ્ટ્રાર તેવી સભા બોલાવવાનું સુચવે તો તે એક માસમાં બોલાવવાનું ફરજિઆત છે. ખાસ સાધારણ સભા પંચ કમિટિના સભાસદોની વધુમતિથી તો ગમે ત્યારે બોલાવી શકાય; પણ મંડળીના એક પંચમાંશ સભાસદ લેખી અરજી કરે, અથવા રજિસ્ટ્રાર સૂચના કરે ત્યારે તો તે સભા બોલાવવાનું ફરજિઆત કરવામાં આવ્યું છે.

જ્યારે કોઇ મંડળીનો કારભાર બરાબર ચાલતો નહિ હોય, અને તેથી સભાસદોની સામાન્ય સભા બોલાવવાની જરૂર હોય તે છતાં તે મંડળીમાં જોસભાસદોની સંખ્યા ઘણી હોય તો તેના એક પંચમાંશ સભાસદોની સહીઓ લેવી અઘરી થઇ પડે, અને તે કારણથી ઇન્સ્ટીટયુટની સુરતની શાખાએ ધારાસભાને એવી સૂચના કરી હતી, કે મંડળીના પચ્ચીસ અગર એક પંચમાંશ સભાસદો એ બેમાંથી જે સંખ્યા નાની હોય તે મંડળીની સાધારણ સભા બોલાવી શકે, એમ ઠરાવવું જોઇએ; અને એ સૂચના મુજબ ધારાસભામાં એક સભાસદ તરફથી સુધારો પણ રજુ કરવામાં આવ્યો હતો; પણ તે પસાર થયો નહિ, અને તે સુધારાની વિરૂદ્ધમાં જણાવવામાં આવ્યું હતુ કે કેટલીક શહેરી મંડળીઓમાં ૧૦૦૦ કરતાં પણ વધારે સભાસદો છે, અને તેમાંની કેટલીકમાં પક્ષો પણ પડેલા છે તેવી મંડળીઓમાં પચ્ચીસ સભાસદોની સહી એક પક્ષ સહેલાઇથી મેળવી શકે, અને ખાસ સાધારણ સભા બોલાવવાની વહીવટદારોને ફરજ પાડી શકે; જેથી મંડળીમાં કજીઓ વધવા પામે એમ છે, એમ છતાં પણ મંડળીના એક સભાસદને જો એમ લાગે કે ખાસ સાધારણ સભા બોલાવવાની જરૂર છે, તો તે

રજિસ્ટ્રારને અરજી કરી શકે છે, અને રજિસ્ટ્રારની ખાત્રી થાય તો રજિસ્ટ્રાર તેવી સભા બોલાવવાની ફરજ પાડી શકે છે.

આ કલમમાં જો કે એમ ઠરાવવામાં આવ્યું છે, કે મંડળીના એક પંચમાંશ સભાસદો લેખી અરજ કરે તો મંડળીની ખાસ સાધારણ સભા બોલાવવાનું ફરજિઆત છે; છતાં મંડળી પોતાના પેટા કાયદાથી એ સંખ્યા કમી કરી શકે છે, અને દાખલા તરીકે પચ્ચીસ સભાસદોની સહીથી એવી સભા બોલાવવાનું ફરજિઆત કરી શકે છે; કારણ કે આ કલમથી એક પંચમાંશ સભાસદોની અરજી હોય તો સાધારણ સભા બોલાવવાનું ફરજિઆત છે, અને તે સિવાય પંચ કમિટિએ તેવી સભા બોલાવવાનું મરજિઆત છે. પેટા કાયદાથી એ મરજિઆતને ફરજિઆત કરી શકાય છે.

14. A society may, by a resolution of a general meeting and with the approval of the Registrar, change its name: but such change shall not affect any right or obligation of the society, or of any of its members, or past members and any legal proceedings pending may be continued by or against the society under its new name.

Change of name: its effect

**કલમ ૧૪ મી: નામમાં ફેરફાર કરવા બાબત: તેની અસર—** કોઇ મંડળી સામાન્ય સભાના ઠરાવથી, અને તે પર રજિસ્ટ્રારની બહાલી મેળવીને પોતાનું નામ ફેરવવાને મુખત્યાર છે; પરંતુ આવો ફેરફાર તે મંડળીના કોઈ પણ હકને અથવા જવાબદારીને, અથવા તેના કોઈ પણ સભાસદના, અથવા પાછલા સભાસદોના હકને, અથવા જવાબદારીને બાધ કરશે નહિ, અને કાયદેસર ચાલતું કોઈ પણ કામ તે મંડળી તરફથી અથવા તે મંડળીના વિરૂદ્ધ તેના નવા નામ નીચે આગળ ચલાવવાનો અધિકાર છે

આ કલમ મંડળીનું નામ બદલવા બાબત છે, અને તે નવી છે.

Amalgamation or transfer of societies.

15. (1) Any two or more societies may, with the approval of the Registrar by a resolution passed by a three-fourths majority of the members present at a special general meeting of each such society held for the purpose, amalgamate as a single society; provided that each member has had clear fifteen days' written notice of the resolution and the date of the meeting. Such an amalgamation may be effected without a dissolution, or a division of the funds, of the amalgamating societies. The resolution of the societies concerned shall on such amalgamation be a sufficient conveyance to vest the assets and liabilities of the amalgamating societies in the amalgamated society.

(2) Any society may by a resolution passed in accordance with the procedure laid down in sub-section (1) transfer its assets and liabilities to any other society which is prepared to accept them:

Provided that when any such amalgamation or transfer of assets and liabilities involves the transfer of its liabilities by any society to any other society, it will not be made without giving three months' notice to the creditors of both or all such societies:

Provided further that if a creditor or creditors of any of the societies concerned objects or object to such amalgamation or transfer of assets and liabilities

and gives or give written notice to that effect to the society or societies concerned one month before the date fixed for such amalgamation or transfer, the amalgamation or transfer shall not be made until the dues of such creditor or creditors have been satisfied.

**કલમ ૧૫મી: મંડળીઓ ભેગી કરવા અથવા તબદીલ કરવા બાબત :—**

(૧) કોઈપણ બે અથવા વધારે મંડળીઓને રજિસ્ટ્રારની બહાલીથી સદરહુ કામ માટે ભરવામાં આવેલી આવી દરેક મંડળીની વિશેષ સામાન્ય સભામાં હાજર રહેલા સભાસદોના ત્રણ ચતુર્થાંશ સભાસદોના વધુ મતથી પસાર કરેલા ઠરાવથી એકજ મંડળી તરીકે ભેગી કરી શકાય; પણ એવું ઠરાવ્યું છે કે દરેક સભાસદને સદરહુ ઠરાવની તથા સદરહુ મિટિંગની તારીખના ચોકખા પંદર દિવસની લેખી નોટીસ મળેલી હોવી જોઇએ. સદરહુ કોઈ જોડાણ ભેગી કરવાની મંડળીઓનું કામ બંધ કર્યા સિવાય અથવા તેનાં નાણાં વહેંચ્યા સિવાય કરી શકાય. આવા જોડાણ ઉપરથી સંબંધ ધરાવતી મંડળીઓનો ઠરાવ, જોડી દેવાની મંડળીઓની માલમત્તા અને દેવું જોડેલી મંડળીને સોંપવા બાબતનો, પૂરતો દસ્તાવેજ ગણાશે.

(૨) કોઈપણ મંડળી પેટા કલમ (૧) માં કહેલી રીત મુજબ પસાર કરેલા ઠરાવથી પોતાની માલમત્તા અને દેવું જે કોઇપણ બીજી નોંધાયલી મંડળી તે લેવાને તૈયાર હોય, તેને તબદીલ કરવાને મુખત્યાર છે. પણ એવું ઠરાવવામાં આવે છે, કે જ્યારે એવી માલમત્તા અને દેવું ભેગું કરવાથી અગર તબદીલ કરવાથી એક મંડળીનુ દેવું બીજી મંડળીને તબદીલ

કરવામાં આવે એમ હોય ત્યારે એવી બે અગર સઘળી મંડળીના સાહુકારોને ત્રણ માસની નોટીસ આપ્યા વગર તેમ કરવું નહિ.

વળી વિશેષમાં ઠરાવવામાં આવે છે, કે સઘળી લાગતી વળગતી મંડળીઓનો કોઈ શાહુકાર કે શાહુકારો એવી માલમત્તા કે દેવું ભેગા કરવાને કે તબદીલ કરવાને વાંધો લે, અને એવી ભેગા કરવાની કે તબદીલ કરવાની ઠરાવેલી તારીખના એક માસ અગાઉ તેવા વાંધાની લેખી નોટીસ તે મંડળી અગર મંડળીઓને આપે તો તેવા શાહુકાર અગર શાહુકારોનું દેવું પતાવ્યા વગર તે મંડળીઓની માલમત્તા કે દેવું ભેગું અગર તબદીલ કરવુ નહિ.

આ કલમ નવી છે. બે અથવા વધુ મંડળીઓએ એકત્ર થવું હોય અને બધી મંડળીની એકજ મંડળી કરી નાખવી હોય ત્યારે શું વિધિ કરવી તે આ કલમમાં બતાવેલું છે. તેમજ એક મંડળીએ પોતાની માલમત્તા તથા દેવું જો બીજી મંડળીને તબદીલ કરવું હોય તો તે માટે પણ એજ વિધિ છે, એમ જણાવવામાં આવ્યું છે.

એ પ્રમાણે મંડળીઓ ભેગી કરવી હોય તો:—

(૧) રજિસ્ટ્રારની મંજુરી;

(૨) એવી દરેક મંડળીની બોલાવેલી ખાસ સાધારણ સભામાં હાજર રહેલા સભાસદોના ત્રણ ચતુર્થાંશ સભાસદોનો ઠરાવ;

(૩) એવા ઠરાવની અને સભા બોલાવવાની તારીખની દરેક સભાસદને પૂરા પંદર દહાડાની લેખી નોટીસ; જરૂરના છે.

કાયદાનો નિયમ એવો છે, કે એક શાહુકારનો જે દેણદાર હોય તે દેણદારને તે શાહુકારની કબુલત વગર બદલી શકાય

નહિ, અને શાહુકાર એકને બદલે બીજો દેણદાર પોતાની મરજી વિરૂધ્ધ લેવા બંધાએલો નથી; તે કારણથી આ કલમનો છેલ્લો ભાગ ઉમેરવામાં આવ્યો છે, અને એવું ઠરાવવામાં આવ્યું છે, કે જ્યારે એક મંડળીનું દેવું બીજી મંડળીને તબદીલ કરવામાં આવનાર હોય ત્યારે તેમ કર્યા પહેલાં તેના શાહુકારોને ત્રણ મહિના અગાઉથી નોટીસ આપવી જોઇએ, અને જો કોઇ શાહુકાર તે સભાની ઠરાવેલી તારીખના એક માસ અગાઉ તે બાબતમાં વાંધો બતાવે તો તે શાહુકારના પૈસા પત્યા વગર તેમ થઈ શકે નહિ.

જે મંડળી પૂર્ણ રીતે વ્યવહારસર હોય, પરંતુ ઉદ્દેશમાં સહકારી હોવાની બંધ પડે, તે મંડળીને કંપનિ ઍક્ટ મુજબની મંડળીમાં બદલાઇ જવાની અથવા એવી બીજી મંડળી સાથે જોડાઈ જવાની કલમ અસલ ખરડામાં હતી; પણ પાછળથી સહકારી મંડળીઓને જોઇન્ટ સ્ટોક કંપનિમાં બદલાઇ જવાની સરળતા કરી આપવાનું ધારા સભાને યોગ્ય ન લાગવાથી તે કલમ આ કાયદામાં દાખલ કરવામાં આવી નથી.

Amendment of the by-laws of a society.

16. (1) No amendment of the by-laws of a society shall be valid until approved by the resolution of a general meeting, and registered under this Act, for which purpose a copy of the amendment shall be forwarded to the Registrar.

(2) If the Registrar is satisfied that any amendment of the by-laws is not contrary to this Act or to the rules, he may register the amendment.

(3) When the Registrar registers an amendment of the by-laws of a society, he shall issue to the

society a copy of the amendment certified by him, which shall be conclusive evidence that the same is duly registered.

કલમ ૧૬ મી: મંડળીના પેટા કાયદામાં સુધારો:—

(૧) મંડળીના પેટા–કાયદાઓનો કોઈ પણ સુધારો સામાન્ય સભાના ઠરાવથી બહાલી મળે નહિ ત્યાં સુધી, અને આ ઍક્ટ મુજબ નોંધાય નહિ ત્યાંસુધી, કાયદેસર ગણવો નહિ; અને તે કારણ સારૂ સદરહુ સુધારાની એક નકલ રજિસ્ટ્રારને મોકલવી જોઇએ.

(૨) જો રજિસ્ટ્રારની ખાત્રી થાય કે સદરહુ પેટા-કાયદાનો કોઈ પણ સુધારો આ ઍક્ટ અથવા કાનુનોની વિરૂદ્ધ નથી તો તે સુધારો નોંધવાને મુખત્યાર છે.

(૩) જ્યારે રજિસ્ટ્રાર મંડળીના પેટા-કાયદાઓનો સુધારો નોંધે ત્યારે, તેણે તે સુધારાની નકલના ઉપર દાખલો લખીને તે નકલ નોંધાએલી મંડળીને મોકલી આપવી, અને તે સદરહુ સુધારો બરાબર નોંધવામાં આવ્યો છે, એ બાબતનો નિર્ણયકારક પુરાવો ગણાશે.

પેટા–કાયદામાં ફેરફાર રજિસ્ટ્રારની મંજુરી વગર થઇ શકે નહિ, અને એવા ફેરફાર કાયદાની કે સહકારના સિદ્ધાંતની વિરૂદ્ધ હોવા જોઇએ નહિ. પેટા–કાયદામાં જે ફેરફાર કરવાના હોય તે મંડળીની સાધારણ સભામાં પસાર કરવા જોઇએ.

મંડળી રજિસ્ટર કરાવતી વખતે આ કાયદાની કલમ ૧૦ પ્રમાણે પેટા–કાયદા મંજુર કરવામાં આવે છે. મંડળી નોંધાયા પછી તે પેટા કાયદામાં ફેરફારો કરવા માટે કલમ ૧૬ છે.

એક મંડળી પોતાના પેટા કાયદા બદલી બધા નવાજ પેટા કાયદા કરે તોપણ તેને ફેરફાર થએલા પેટા કાયદા ગણી કલમ ૧૬ મુજબ મંજુર કરવામાં આવે છે.

ફેરફાર કરવામાં આવેલા પેટા કાયદાનો અમલ રજિસ્ટ્રારની મંજુરી વગર થઇ શકે નહિ, અને તેવી મંજુરી મળ્યા પહેલાં જો તેનો અમલ કરવામાં આવે તો તે ગેરકાયદેસર ગણાય, અને તેથી જો મંડળીને કંઇ નુકસાન થાય તો તે માટે તેનો અમલ કરનારાઓ જાતે તથા તેઓની માલમિલકત જવાબદાર થાય. જ્યાં લગી એ ફેરફાર મંજુર થાય નહિ, ત્યાં સુધી જુના પેટા કાયદાનો અમલ કરવો જોઇએ.

આ કલમ પ્રમાણેના ફેરફાર જો રજિસ્ટ્રાર મંજુર નહિ કરે તો તેના હુકમની સામે કલમ ૬૪ મુજબ અપીલ થઇ શકે છે.

જેવી રીતે પેટા કાયદા નોંધતી વખતે તે નોંધવા કે નહિ તે રજિસ્ટ્રારની મુનસફી પર કલમ ૧૦થી રાખવામાં આવ્યું છે તેવીજ રીતે ફેરફારો નોંધવા કે નહિ, તે પણ રજિસ્ટ્રારની મુનસફી પર રાખવામાં આવ્યું છે. પેટા કાયદામાં જે જે ફેરફારો થાય તે બધા રજિસ્ટ્રારે નોંધવાજ જોઇએ એવું ફરજિઆત નથી; કારણકે ફેરફારો પણ નોંધવાનુ તેની મુનસફી પર રાખવામાં નહિ આવે તો તેથી એવી અગવડ ઉભી થાય કે મંડળી રજિસ્ટ્રર કરાવતી વખતે તે અમુક પેટા કાયદા કરી મુકે, અને પાછળથી તે બધા બદલી નાખે અને તે જો કાયદા વિરૂદ્ધ ન હોય તો તે નોંધવાની રજિસ્ટ્રારને ફરજ પડે. દાખલા તરીકે મંડળી નોંધાતી વખતે દરેક સભાસદને ધીરવાની હદ ૩૦૦ રૂપીઆ ઠેરવવામાં આવી હોય, અને જો ફેરફાર નોધવાનું રજિસ્ટ્રારને ફરજિઆત કરવામાં આવે તો તે મંડળી કદાચ દરેક સભાસદને ધીરવાની હદ ૩૦૦૦ રૂપીઆ કરી મુકે એટલે પેટા કાયદા

નોંધતી વખતે રજિસ્ટ્રાર જે હદ મંજુર કરે એમ નહિ હોય તે આડકતરી રીતે તેને ફેરફારો નોંધતી વખતે મંજુર કરવાની ફરજ પડે.

## Rights and liabilities of members.

No rights of membership to be exercised till due payments are made.

17. No person shall exercise the rights of a member of a society unless or until he has made such payment to the society in respect of membership or acquired such interest in the society as may be prescribed by the rules or the by-laws of such society.

## સભાસદોના હકો અને જોખમદારી.

**કલમ ૧૭મી:** યોગ્ય પૈસા આપવામાં આવે નહિ ત્યાં સુધી, સભાસદના કોઈ પણ હક ચલાવવા નહિ—કોઈ પણ સખસ, સદરહુ મંડળીની કાનુનોમાં અથવા પેટા કાયદાઓમાં ઠરાવવામાં આવે એટલા પૈસા પોતે સભાસદ થયો તેના સંબંધમાં મંડળીને આપે તે સિવાય અથવા આપે નહિ ત્યાંસુધી અથવા સદરહુ મંડળીની કાનુનો અથવા પેટા કાયદા ઉપરથી ઠરાવવામાં આવે એવો હિતસંબંધ તે મંડળીમાં પોતે સંપાદન કરે તે સિવાય અથવા સંપાદન કરે નહિ ત્યાં સુધી મંડળીના સભાસદના હક ચલાવી શકશે નહિ.

આ કલમમાં એમ જણાવેલું છે, કે જ્યાંસુધી અમુક સભાસદ સભાસદથવાની ફી ભરે નહિ, ત્યાંસુધી મંડળીના સભાસદ તરીકેના હકો તેને મળી શકે નહિ; પણ સભાસદ તરીકેની જવાબદારી વિષે આ કલમમાં ઉલ્લેખ નથી, અને તેથી કોઇ સભાસદ એવી રકમ આપવાની અટકાવીને મંડળીની જવાબદારીમાંથી મુક્ત થઇ શકતો નથી.

જો કોઈ સબસ મંડળી નોંધાવવાની અરજી પર ફક્ત સહી કરે, તો તે તેનો સભાસદ થઇ ચુકે છે, અને તે જો પાછો તરતજ ખસી જાય, તો પણ મંડળીની સઘળી જવાબદારી બે વરસ માટે તેને માથે પડે છે, (જુઓ કલમ ૨૮)

18. (1) No member of any society shall have more than one vote in its affairs, provided that in the case of an equality of votes the chairman shall have a casting vote.

Votes of members.

(2) A society which has invested any part of its funds in the shares of another society, may appoint one of its members to vote in the affairs of such other registered society.

**કલમ ૧૮ મી: સભાસદોના મત:—**

(૧) કોઇપણ મંડળીના કોઈપણ સભાસદને તે મંડળીના કામકાજમાં એક કરતાં વધારે મત આપવાનો અધિકાર નથી.

(૨) જે કોઈ મંડળીએ પોતાનાં નાણાંનો કોઇપણ ભાગ બીજી મંડળીના શેરોમાં રોકયો હોય તે મંડળી, સદરહુ નોંધાએલી મંડળીના કામકાજમાં મત આપવા માટે પોતાના સભાસદોમાંના એક સભાસદને નીમવાને મુખત્યાર છે.

સહકારી મંડળીઓના ધોરણ તરીકે એક સભાસદને એક મત એ સિદ્ધાંત સઘળા દેશોમાં સ્વીકારવામાં આવ્યો છે. એ સિદ્ધાંત સને ૧૯૧૨ના કાયદાથી ફક્ત અનિયમીત જવાબદારી વાળી મંડળીઓનેજ લાગુ પાડવામાં આવ્યો હતો, અને શેરોથી નિયમીત થએલી જવાબદારીવાળી મંડળીઓને તેના પેટા કાયદા કરતી વખતે દરેક સભાસદને કેટલા મત આપવાનો અધિકાર છે, તે ઠરાવવાની

સત્તા હતી. તે ધોરણ બદલી હવે સઘળી મંડળીઓને એકજ ધોરણ લાગુ પાડવામાં આવ્યું છે.

સહકારી મંડળીના સભાસદને જો મત આપવાની કીંમત હોય તો તેણે તેની સભામાં જાતે હાજર રહેવું જોઇએ; કારણ કે તે પોતાનો મત આપવા બીજાને પ્રતિનિધિ નીમી શકતો નથી. તેમજ મંડળીઓના પ્રતિનિધિની બાબતમાં પણ પ્રતિનિધિદ્વારા મત આપવાની છુટ આપવામાં આવી નથી.

પ્રતિનિધિતત્ત્વ નહિ સ્વીકારવાનું કારણ એ છે, કે મંડળીના સભાસદો જાતે સભામાં આવે અને મંડળીના કામમાં તેઓ જાતે રસ લે, અને થોડા માણસો ગમે તે રીતે પ્રતિનિધિ પત્રો લાવી પોતાને મન ગમતો કારભાર કરતાં અટકે.

જ્યારે સભામાં મત સરખા થાય ત્યારે મંડળીના પ્રમુખને એક વધુ મત આપવાનો હક પહેલી વારજ આ કાયદાથી આપવામાં આવ્યો છે.

એક મંડળીએ પોતાનાં નાણાં બીજી મંડળીના શેરોમાં રોકયા હોય; જેમકે એક શાખવાળી મંડળીએ ડિસ્ટ્રિકટ બેંકના શેર ખરીદ્યા હોય, ત્યારે એવી બેંકના કામકાજમાં મત આપવાને તે મંડળી પોતાનાજ એક સભાસદને નીમી શકે છે; પણ તે સભાસદની નીમણુક પંચ કમિટિએ કરવી કે પ્રમુખે કરવી અથવા સાધારણ સભાએ કરવી તે આ કલમમાં સ્પષ્ટ જણાવવામાં આવ્યું નથી. એ બાબત જાણી જોઇને સ્પષ્ટ જણાવવામાં આવી નથી, કારણ કે એથી દરેક મંડળીને એ બાબત પોતાની મેળે પોતાના પેટા કાયદા કરતી વખતે નક્કી કરી લેવાની સત્તા રહે છે.

સહકારી મંડળીમાં દરેક સભાસદને સરખા હક હોવા

જોઈએ, અને મંડળી પર દરેક સભાસદને સરખો કાબુ રાખવાનો હક હોવો જોઇએ.

પ્રતિનિધિદ્વારા મત આપવાનો સિદ્ધાંત નહિ સ્વીકારવાથી તેમજ એક માણસને એક મતનો સિદ્ધાંત સ્વીકારવાથી સભાસદોના હકો જળવાય છે; અને જ્યારે તે સભાસદ સાધારણ સભામાં જાય છે, ત્યારે તેને હિમત રહે છે કે તેનું કહેવું જરૂર બીજા સભાસદો સાંભળશે.

સહકારી મંડળી એ મુડીવાળાની બનેલી મંડળી નથી; પણ વ્યક્તિઓની બનેલી મંડળી છે, અને તે મંડળીમાં કોઇ પણ સભાસદના ગમે તેટલા શેર અથવા તેનું ગમે તેટલું હિત હોય છતાં તેને બીજા સભાસદની માફક એકજ મત આપવાનો હક છે; સહકારી સંસ્થા અને ભાગીદારીમાં આજ મુખ્ય ફેર છે.

Restrictions on transfer or interest.

19. (1) The transfer or charge of the share or interest of a member in the capital of a society shall be subject to such conditions as to maximum holding as may be prescribed by this Act or by the rules.

(2) A member shall not transfer any share held by him or his interest in the capital or property of any society or any part thereof unless

(a) he has held such share or interest for not less than one year ; and

(b) the transfer or charge is made to the society or to a member of the society or to a person whose application for membership has been accepted by the society.

કલમ ૧૯મી: શેર અથવા હિત સંબંધ તબદીલ કરી આપવા ઉપર નીર્બંધ:—

(૧) કોઇ સભાસદ મંડળીની મુડીમાં જે હિસ્સો અથવા હિત સંબંધ ધારણ કરતો હોય તે હિસ્સો અથવા હિત સંબંધ, તબદીલ કરી આપવો હોય અથવા તેના પર બોજો નાખવો હોય તો વત્તામાં વત્તો હિસ્સો અથવા હિત સંબંધ ધારણ કરવાના સંબંધમાં જે શરતો આ ઍક્ટથી અથવા કાનુનોથી ઠરાવવામાં આવે તેને પાત્ર તે હોવો જોઇએ.

(૨) એકાદા સભાસદે પોતે ધારણ કરતો હોય એવો કોઈ પણ મંડળીની મુડીમાંનો અથવા માલમિલકતમાંનો કોઈ પણ હિસ્સો અથવા પોતાનો હિત સંબંધ અથવા તેવા હિસ્સા અથવા હિત સંબંધનો કોઇ પણ ભાગ:—

(અ) આવો હિસ્સો અથવા હિત સંબંધ પોતે એક વર્ષથી ઓછી ન હોય એટલી મુદ્દત સુધી ધારણ કર્યો ન હોય તો; અને,

(બ) સદરહુ મંડળીને અથવા સદરહુ મંડળીના કોઈ સભાસદને અથવા જે સખસની સભાસદ માટેની અરજી સદરહુ મંડળીએ મંજુર કરી હોય તે સખસને તબદીલ કરી આપ્યો ન હોય અથવા તેના પર બોજો નાંખ્યો ન હોય તો

તબદીલ કરી આપવો નહી.

એક સભાસદ વધારેમાં વધારે કેટલી રકમના શેરો એક મંડળીમાં ધારણ કરી શકે, તે કલમ ૬માં બતાવવામાં આવ્યું છે, અને તેમાં બતાવેલી હદ ઉપરાંતની રકમના શેરોની

બદલી કોઇ સભાસદને નામે થઇ શકે નહિ, એમ આ કલમમાં જણાવેલું છે. તેમજ પેટા કલમ ૨ માં શેરોની બદલી પર બીજા અંકુશો મૂકવામાં આવ્યા છે.

શેરોની બદલી પર આ પ્રમાણેના અંકુશો સહકારી સંસ્થામાંજ હોય છે. કંપનિ ઍક્ટ મુજબ નોંધાએલી મંડળીમાં આવા અંકુશો હોતા નથી. ફક્ત કંપનિના શેરોની મુંડી જો પૂરી ભરાઇ ગઇ નહિ હોય તો તેવે વખતે નાદાર માણસોના હાથમાં કંપનિના શેરો ન જાય, અને તેથી તે નકામા થઇ જતાં અટકે એટલાં પૂરતું જોવાની ડિરેકટરોને સત્તા હોય છે.

મંડળીની સદ્ધરતા સભાસદોની જવાબદારી પર રહેલી હોવાથી સભાસદોમાં વારંવાર ફેરફાર થતો અટકાવવાની જરૂર છે, અને એ પ્રમાણે દર વખતે તેમાં ફેરફાર થાય તો મંડળીમાં કોઇ નાણું મૂકતાં અચકાય. એથી સભાસદોની ફેરફારી પર અંકુશો મુકવામાં આવ્યા છે.

મંડળીના શેરો જે સખસની સભાસદ તરીકેની અરજી મંજુર થઇ હોય તેને વેચવાની બાબત આ કલમમાં નવી દાખલ કરવામાં આવી છે, અને તેથી વ્યવહારિક પડતી અડચણ દૂર થઇ છે.

*Duties of Societies.*

Address of societies.

20. Every society shall have an address registered in accordance with the rules, to which all notices and communications may be sent, and shall send notice in writting to the Registrar of any change in the said address within 30 days of such change.

## મંડળીઓનાં કામ.

કલમ ૨૦મી: મંડળીનું ઠેકાણું:—દરેક મંડળીનું કાનુનો મુજબ નોંધાએલું હોય એવું એક ઠેકાણું હોવું જોઇએ, અને તે ઠેકાણે સઘળી નોટીસો તથા કાગળો વગેરે મોકલવાનો અધિકાર છે; અને તે મંડળીએ તે ઠેકાણામાં જે કોઇપણ ફેરફાર થાય તે બાબતની લેખી નોટીશ સદરહુ ફેરફાર થયાના ૩૦ દિવસની અંદર, રજિસ્ટ્રારને આપવી જોઇએ.

મંડળીનું શીરનામું મંડળી રજિસ્ટર કરાવવાની અરજીમાં આપવું પડે છે; અને તેમાં કંઇ ફેરફાર કરવામાં આવે તો તે રજિસ્ટ્રારને જણાવવો જોઇએ.

મંડળીનું શીરનામું જણાવવાની જરૂર એટલા કારણથી રાખવામાં આવી છે, કે મંડળી સાથે સઘળો પત્ર વ્યવહાર તે શીરનામે કરી શકાય; પણ મંડળીની સભા તે નોંધેલે ઠેકાણે મેળવવાનું ફરજિઆત નથી, અને મંડળીની સભા બીજે ઠેકાણે મેળવવામાં આવનાર હોય તો તે ઠેકાણાની રજિસ્ટ્રારને આગળથી ખબર આપવાની જરૂર નથી.

Copy of Act etc, to be open to inspection.

21. Every society shall keep open to inspection at all reasonable times at the registered address of the society—

(a) a copy of this Act,

(b) a copy of the rules governing such society,

(c) a copy of the by-laws of such society, and

(d) a register of its members.

કલમ ૨૧મી: ઍક્ટ વીગેરેની નકલ જોવા માટે રાખવા

**બાબત:—દરેક મંડળીએ સદરહુ મંડળીના નોંધાએલે ઠેકાણે સઘળા વાજબી વખતે:—**

(અ) આ ઍકટની એક નકલ,

(બ) સદરહુ મંડળી સંબંધી કાનુનોની એક નકલ,

(ક) સદરહુ મંડળીના પેટા–કાયદાઓની એક નકલ, તથા

(ડ) પોતાના સભાસદોનું એક રજિસ્ટર,

જોવા મુકવાં જોઇએ.

આ કલમ પ્રમાણે જે જે સાહિત્ય જોવા માટે ખુલ્લું રાખવાનું છે, તે ફક્ત સભાસદ માટેજ નહિ, પણ બીન સભાસદ માટે પણ ખુલ્લું રાખવાનું છે; અને તેનું કારણ એ છે, કે મંડળીના કાનુનો અને પેટા–કાયદા બીન સભાસદની જાણમાં આવ્યા વગર તેઓ પોતાની થાપણ મંડળીમાં જમા મૂકે નહિ; તેમજ મંડળીના હેતુ અને નિયમો સમજ્યા વગર તેઓએ મંડળીમાં દાખલ થવું કે કેમ તે નક્કી કરી શકે નહિ.

સને ૧૯૧૨ના કાયદાની કલમ ૧૯ જે આ કાયદાની આ કલમને લગતી છે તેમા સભાસદના રજિસ્ટરનો સમાવેશ કરવામાં આવ્યો ન હતો, તે આ કાયદાની આ કલમમાં કરવામાં આવ્યો છે.

મંડળીની માલમત્તા તથા જોખમદારી બતાવનારૂં સરવાયું પ્રસિદ્ધ કરવા બાબત નિયમો કરવાની સત્તા સરકારને છે. જુઓ કલમ ૭૧ (હ).

આ કલમમાં જે જે બાબતો બધાની જાણ માટે ખુલ્લી મૂકવાની છે, તે કંઇ મહત્ત્વની નથી; અને તેથી મંડળીના કામકાજનો હેવાલ તથા તેના ઠરાવો પણ પ્રસિદ્ધિમાં મૂકવા જોઇએ એ મતલબનો સુધારો ધારાસભામાં રજુ કરવામાં આવ્યો હતો; અને તે સુધારાના ટેકામાં જણાવવામાં આવ્યું હતું કે

મંડળીના કામકાજનો હેવાલ અને તેના ઠરાવો જાણ્યા વગર બીજાને મંડળીમાં દાખલ થવું કે નહિ તે સમજ પડે નહિ; પણ તે સુધારો રદ ગયો હતો. તે એવા કારણોથી કે મંડળીના કામકાજનો હેવાલ અને તેના ઠરાવો જાહેર પ્રજાની જાણ માટે ખુલ્લા મુકવા એ યોગ્ય નથી; જાહેર પ્રજાને જાણવા જેવી બાબતો ખુલ્લી મુકવાની ગોઠવણ આ કલમથી કરવામાં આવી છે; મંડળીનું કામકાજ કેટલીકવાર ખાનગીમાં ચલાવવું પડે છે; અને તેથી તેના કામકાજનો હેવાલ જાહેરમાં મુકવાથી મંડળીના હિતને ખુલ્લે ખુલ્લી રીતે નુકશાન થાય એમ છે. મંડળીના સભાસદ અને બીન સભાસદનું થાપણનું રજિસ્ટર ખાસ કરીને ખાનગી રાખવાનું હોય છે. એ થાપણોના સંબંધમાં મંડળીમાં ઠરાવો થાય છે, અને તે મંડળીના કામકાજના હેવાલમાં આવી જાય છે, અને જો એ હકીકતો જાહેરની જાણમાં આવે તો પછી થાપણનું રજિસ્ટર ખાનગી રાખવાનો કંઇ હેતુ રહે નહિ.

Audit.

22. (1) The Registrar shall by himself or by some person authorized by him in writing by general or special order in this behalf audit the accounts of every society once at least in every year.

(2) The audit under sub-section (1) shall include an examination of overdue debts, if any, the verification of cash balance and securities, and a valuation of the assets and liabilities of the society.

(3) The Registrar or other person auditing the accounts of any society shall have free access to the books, accounts and vouchers of such society and shall be allowed to verify its cash balances and securities.

The Directors, Managers, and other officers of the society shall furnish to the Registrar or other person appointed to audit the accounts of a society all such information as to its transactions and working as the Registrar or such person may require.

(4) The Registrar and every other person appointed to audit the accounts of a society shall have power, when necessary

( i ) *to summon at the time of his audit* any officer, agent, servant or member of the society who he has reason to believe can give valuable information in regard to any transaction of the society or the management of its affairs, or

(ii) to require the production of any book or document relating to the affairs of, or any cash or securities belonging to the society by the officer, agent, servant or member in possession of such book, document, cash or securities.

**કલમ ૨૨મી: ઓડિટ:**—દરેક મંડળીનો હિસાબ દર વર્ષે ઓછામાં ઓછો એક વખત રજિસ્ટ્રારે જાતે અથવા આ અર્થે સામાન્ય અથવા વિશેષ લેખી હુકમથી તે અધિકાર આપે તેવા કોઈ સખસે ઓડિટ કરવો (તપાસવો) જોઇએ.

(૨) પેટા-કલમ (૧)ની રૂએ કરવાના ઓડિટમાં મંડળીનું કાંઈ બાકી રહેલું લહેણું હોય તો તેની તપાસ કરવાનો, રોકડ પુરાંત, અને સિક્યુરિટીઓ તપાસી જોવાનો, તથા તે મંડળીના માલમત્તા તથા દેવાની કીંમત ઠરાવવાનો સમાવેશ થશે.

(૩) કોઈપણ મંડળીના હિસાબ ઓડિટ કરતાં (તપાસતાં) રજિસ્ટ્રારને અથવા બીજા સખસને મંડળીના ચોપડા, હિસાબો તથા વાઉચરો તપાસવાનો અધિકાર છે, તથા તે મંડળીની રોકડ પુરાંત તથા સિક્યુરિટીઓ તપાસવાની છુટ છે.

રજિસ્ટ્રારને અથવા કોઈ મંડળીના હિસાબ ઓડિટ કરવાને નીમાએલા બીજા સખસને સદરહુ મંડળીના ડાયરેક્ટરો, વ્યવસ્થાપકો તથા બીજા અમલદારોએ, સદરહુ રજિસ્ટ્રાર અથવા બીજો સખસ તે મંડળીની લેવડદેવડ સંબંધી અથવા કામકાજ સંબંધી જે બધી માહિતી માગે તે માહિતી આપવી જોઇએ.

(૪) રજિસ્ટ્રારને તથા કોઈ મંડળીના હિસાબ ઓડીટ કરવાને નીમાએલા બીજા દરેક સખસને, જરૂર હોય ત્યારે

(૧) સદરહુ મંડળીનો જે કોઈપણ અમલદાર, એજંટ, નોકર, અથવા સભાસદ, સદરહુ મંડળીની કોઈ પણ લેવડદેવડ સંબંધી અથવા તેના કામકાજની વ્યવસ્થાના સબંધમાં કીંમતી માહીતી આપી શકે એવું માનવાને તેને કારણ હોય, તે અમલદારને, એજન્ટને, નોકરને અથવા સભાસદને, પોતે ઓડીટ કરતો હોય તે વખતે, બોલાવવાનો, અથવા

(૨) સદરહુ મંડળીના કામકાજ સંબંધીનો કોઈપણ ચોપડો, અથવા દસ્તાવેજ અથવા સદરહુ મંડળીની માલી-કીની કોઈ પણ રોકડ કે સીક્યુરીટીઓ જે અમલદાર, એજન્ટ, નોકર, અથવા સભાસદના કબજામાં હોય તે અમલદારને, એજન્ટને, નોકરને અથવા સભાસદને સદરહુ ચોપડો, દસ્તાવેજ, રોકડ, કે સીક્યુરીટીઓ રજુ કરવાને હુકમ કરવાનો,

અધીકાર છે.

આ કલમ મંડળીઓના હિસાબ તપાસવા બાબતની છે, અને તેથી તે ઘણી ઉપયોગી છે. મંડળીના હિસાબ બરાબર તપાસાય તો મંડળીના અમલદારો દગો કે ગફલતી કરવા પામે નહિ; પણ તેના કરતાં વધારે ફાયદો એ છે કે મંડળીના હિસાબ જો બરાબર તપાસવામાં આવે તો બીન સભાસદોની નજરમાં મંડળીની શાખ વધે તેમજ સભાસદોને પણ મંડળી પર વધારે વિશ્વાસ બેસે. હિસાબ બરાબર રીતે તપાસાવાથી સભાસદોનેજ ઘણો ફાયદો છે.

આ કલમથી દરેક મંડળીના હીસાબ વરસમાં એકવાર તપાસવાની ફરજ રજિસ્ટ્રારને માથે નાખવામાં આવી છે. અને તે હિસાબ રજિસ્ટ્રારે જાતે અગર તેના નીમેલા માણસે તપાસવાના છે. એ પ્રમાણે હીસાબ તપાસવાને નીમેલા અમલદારને ઓડીટર કહેવામાં આવે છે.

સને ૧૯૦૪ના કાયદામાં એમ ઠેરવવામાં આવ્યું હતું કે આ કલમ પ્રમાણે મંડળીના જે હીસાબ તપાસવામાં આવે તેને માટે કંઇ લવાજમ લેવું નહી; પણ સને ૧૯૧૨ના કાયદામાં તપાસણીની ફી લેવા માટે નિયમો કરવાની સત્તા સરકારને આપવામાં આવી હતી. જુઓ તે કાયદાની કલમ ૪૩ (હ), અને આ કાયદાથી પણ તેવીજ સત્તા સરકારને આપવામાં આવી છે. જુઓ કલમ ૭૧ (હ).

જો કોઈ મંડળી પોતાના હિસાબ કોઇ ચારટર્ડ એકાઉન્ટન્ટ પાસે તપાસાવે તો રજિસ્ટ્રાર તે ઓડીટ આ કલમ પ્રમાણેનું ગણી લે એમ સંભવ છે.

મંડળીના હિસાબમાં ભૂલ હોય તો તે શોધી કહાડવાને અથવા દગો હોય તો તે પકડી કહાડવાને મંડળીના હિસાબ તપાસવામાં આવે છે, પણ ઓડીટર હીસાબ તપાસવા આવશે, એવી બીકથીજ કેટલીકવાર ભૂલો અને દગા થતાં અટકે છે.

કેટલીક વાર મંડળીના કારભાર કરનાર મંડળીના પૈસા ખાઇ જાય છે; છતાં તે પકડવા બહુ મુશ્કેલ પડે છે. એવો દગો છુપાવવાના ઘણા રસ્તા હોય છે. સભાસદના પૈસા જમા આવ્યા હોય છતાં હિસાબમાં તે જમે કરવામાં નહિ આવે; અગર સભાસદને જમા પૈસા પાછા આપ્યા વગર તેની રસીદ ઉભી કરવામાં આવે; અને એવી અનેક રીતે દગા થઇ શકે છે. એવા દગા ઓડીટ વખતે પકડવા બહુ મુશ્કેલ થઇ પડે છે, અને જો પંચ કમિટિએ મંડળીના કામકાજમાં ધ્યાન આપ્યું હોય તોજ એવા દગા થવા પામે નહિ. મંડળીના હિસાબમાં જરા પણ શક જેવું લાગે તો ઓડીટરે હીસાબ પૂરેપૂરો તપાસવો જોઇએ.

સહકારી મંડળી જો બરાબર ચલાવવી હોય તો તેના હિસાબ બરાબર તપાસવા જોઇએ. કોઇ અમુક સહકારી મંડળીમાં તેના સભાસદના પૈસા ખોટમાં ન જાય છતાં જો તે મંડળીથી સભાસદને કંઇ ફાયદો ન થાય તો તે મંડળી ફત્તેહમંદ કહેવાય નહિ; અને તેથી સહકારી મંડળીમાં હિસાબ તપાસાવાનું ખાસ જરૂરનું છે. વળી મંડળીમાં જો કંઇ નુકસાન જાય તો તે માટે મંડળીના બધા સભાસદો જવાબદાર ઠરે છે.

રજિસ્ટ્રાર અથવા ઓડીટરને મંડળીની રોકડ સિલક તથા દસ્તાવેજો મેળવી લેવાની સત્તા આ કલમથી નવી આપવામાં આવી છે.

આ કલમથી મંડળીના કાર્યવાહકો પર મંડળીને લગતા કામકાજ સંબંધી સઘળી વિગત રજિસ્ટ્રાર અથવા ઓડીટરને પુરી પાડવાની ફરજ નાખવામાં આવી છે; અને તે ફરજ અદા કરવામાં જો તેઓ જાણી જોઇને ચુક કરે અગર ખોટી ખબર પુરી પાડે તો તેઓ કલમ ૬૦ (બ) મુજબ ગુન્હાને પાત્ર થાય છે, અને તે ગુન્હા માટે તેઓને કોર્ટ રૂપીઆ ૫૦) સુધીનો દંડ કરી શકે છે.

રજિસ્ટ્રારને તથા ઓડીટરને જો મંડળી સંબંધી હકીગત મેળવવાની જરૂર હોય તો તે માટે, તેમજ મંડળીના કામકાજને લગતા ચોપડા વગેરે રજુ કરાવવાની જરૂર હોય તો તે માટે મંડળીના કાર્યવાહકો પર સમન્સ કરવાની સત્તા આ કલમની પેટા કલમ ૪થી નવી આપવામાં આવી છે; અને વ્યાજબી કારણ વગર અગર જાણી જોઇને એવા સમન્સનું અપમાન કરવાનો કલમ ૬૦ (ડ) મુજબ ગુન્હો ગણવામાં આવ્યો છે. જે માટે ગુન્હેગારને રૂપીઆ ૫૦) સુધીનો દંડ થઇ શકે છે. આ પેટા કલમ પ્રમાણે સમન્સ કહાડવાની જે સત્તા ઓડીટરને પણ આપવામાં આવી છે, તે વિરૂદ્ધ ધારાસભામાં ઘણી ભારે ચર્ચા થઈ હતી; અને તેના કારણોમાં એમ જણાવવામાં આવ્યું હતું કે આ કલમની પેટા કલમ (૩)થી ઓડીટરને જે સત્તા આપવામાં આવી છે તે પુરતી છે, તેમજ વળી ઓડીટરને આવી સત્તા આપવાથી એવો ભય રહે છે કે આ પેટા–કલમના આધારે કોઇ મોટી મંડળીના આબરૂદાર કાર્યવાહકોને ઓડીટર જાણી જોઈ સમન્સ કરી બોલાવે અને તેઓ હાજર થઇ શકે નહિ તો તેઓને ફોજદારી ગુન્હાને પાત્ર ગણે; પણ એ સત્તા આખરે ઓડીટરને આપવામાં આવી હતી; તે એવા કારણોથી કે સરકાર મંડળીના જે હિસાબો તપાસાવે છે, તે મંડળીના હિતને ખાતર છે, અને જ્યાં લગી મંડળીના હિસાબ બરાબર તપાસાય નહિ, ત્યાં સુધી મંડળીની સદ્ધરતાની જાહેર પ્રજાને બરાબર ખાત્રી થાય નહિ. અને આ કલમ પ્રમાણે ઓડીટરને સમન્સ કરવાની જે સત્તા આપવામાં આવી છે, તે હિસાબ તપાસતી વખતેજ સમન્સ કરવાની. સત્તા છે, અને તે ઘણી જરૂરની છે; કારણ કે ગ્રામ્ય મંડળીમાં કેટલીક વાર એવું બને છે, કે સેક્રેટરી અગર પંચ કમિટિ મંડળીના પૈસા ખાઈ જાય છે, હિસાબ બરાબર રાખતા નથી, અને ચોપડા ગમે ત્યાં રખડાવી દે છે; તેથી આવી મંડળીના લાભને ખાતરજ રજિસ્ટ્રારને તેમજ ઓડીટરને આવી સત્તા આપવી જરૂરની છે, અને જો આવી

સત્તા આપવામાં નહિ આવે તો મંડળીના હિસાબ બરાબર તપાસાય નહિ. મંડળીના હિસાબ જો બરાબર તપાસવામાં આવ્યા નહિ હોય તો ઓડીટર જવાબદાર છે, અને તેથી તેને પોતાની જોખમ ભરેલી ફરજો અદા કરવામાં કાયદાની પુરતી મદદ મળવાની જરૂર છે.

આ સત્તાનો ખોટો ઉપયોગ થવા પામે નહિ તે માટે આ સત્તા જરૂર હોય, ત્યારે વાપરવી એમ આ કલમમાં ઠરાવવામાં આવ્યું છે; એમ છતાં ઓડીટર જો આ સત્તાનો ખોટો ઉપયોગ કરે તો રજિસ્ટ્રાર તેને નસીહત કરી શકે છે.

પેટા કલમ ૩ તથા ૪ માં જણાવેલી સત્તાનો ઉપયોગ કલમ ૪૪ મુજબ મંડળીના દફતર તપાસનાર અમલદારે કરવાનો નથી; પણ હિસાબ તપાસતી વખતેજ ઓડીટરે કરવાનો છે.

*Privileges of societies.*

Societies to be bodies corporate.

23. The registration of a society shall render it a body corporate by the name under which it is registered, with perpetual succession and a common seal, and with power to hold property, to enter into contracts, to institute and defend suits and other legal proceedings and to do all things necessary for the purposes of its constitution.

## મંડળીઓના હક.

**કલમ ૨૩મી: મંડળીઓ સનંદી મંડળી હોવા બાબત:— કોઈ એક મંડળી નોંધ્યાથી, જે નામથી તે નોંધાઇ હશે તે નામની એક સનંદી મંડળી બનશે એમ સમજવું, અને તેની પરંપરા**

અખંડ ચાલશે, અને તેનો એક સમાઈક શકકો રહેશે, અને તેને મિલ્કત ધારણ કરવાનો, કરાર કરવાનો, દીવાની ફરિઆદો તથા બીજા કાયદાના કામો માંડવાનો અને તેમાં બચાવ કરવાનો, અને તેની રચના સંબંધી જરૂર હોય એવી સઘળી બાબત કરવાનો અધિકાર પ્રાપ્ત થશે.

જ્યારે મંડળીને રજિસ્ટર કરાવવામાં આવે ત્યારે તે મંડળી સનંદી બને છે; એટલે મંડળીને જે કંઈ કામ કરવું હોય તે મંડળી પોતાના નામથી કરી શકે છે, અને મંડળીએ પોતાના નામથી કામ કરવાને કંઈ કમીટી નીમવાની જરૂર નથી.

જ્યારે મંડળીને રદ કરવામાં આવે ત્યારે તે મંડળી સનંદી ગણાતી બંધ થાય છે.

મંડળી જ્યારે સનંદી થઇ હોય ત્યારે મંડળીના શાહુકારો તેના વ્યક્તિ સભાસદો પર જુદો દાવો માંડી શકે નહિ, અને મંડળાની જવાબદારી માટે કોઇ પણ વ્યક્તિ સભાસદ પર જુદો દાવો ચાલી શકે નહિ. મંડળીના શાહુકારે જો દાવો માંડવો હોય તો મંડળી પરજ માંડવો જોઇએ. આ પ્રમાણે મંડળીને જો સનંદી નહિ બનાવવામાં આવે, તો અનિયમિત જવાબદારીવાળી મંડળીનો શાહુકાર મંડળીના ગમે તે એક સભાસદ પર દાવો કરી પોતાના બધા રૂપીઆ એકદમ વસુલ કરી લે; પણ ખરી રીતે સનંદી મંડળીમાં તો મંડળી ફડચામાં જાય અને તેનું લહેણું-દેવું આપતાં જે ખોટ આવે તેમાં સભાસદોએ ફાળો આપવાનો છે.

એક સહકારી મંડળીએ જો દાવો માંડવો હોય તો તે દાવો મંડળીનો ચેરમેન પોતાના નામથી માંડી શકે નહિ; પણ દાવો મંડળીના નામથી માંડવો જોઇએ; અને ચેરમેનના એકલાના નામથી દાવો માંડવામાં આવ્યો હોય, તો તે દાવો રદ થાય;

કારણ કે મંડળી રજિસ્ટર થયા પછી સનંદી બને છે. જ્યારે દાવો મંડળીના નામથી માંડવો હોય ત્યારે સિવિલ પ્રોસીજર કોડના ઓર્ડર ૨૯ રૂલ ૧ મુજબ દાવા અરજી પર સહી તથા એકરાર મંડળી તરફથી તેના સેક્રેટેરી અગર મંડળીના બીજા કોઈ અધિકારી જે તે કેસની હકીકતથી માહિતગાર હોય તેણે કરવા જોઇએ; એટલે દાવામાં વાદી તરીકે મંડળીનું નામ આવે અને સેક્રેટરીએ દાવા અરજી વીગેરે પર તે મંડળીના સેક્રેટરી તરીકે સહી કરવી જોઇએ, અને જો તેમ કરવામાં ન આવે અને મંડળીનો કોઇ અમલદાર પોતાના નામથી દાવો માંડે તો તે દાવો રદ જાય; જે. જે. મીરન્ડા વિરૂદ્ધ મોહેંન્દ્ર કુમારરોય ૧૦ ઇન્ડિઅન કેસીસ પાનું ૫૭૦.

Prior claim of society.

24. Subject to any prior claim of Government in respect of land revenue or any money recoverable as land revenue or of a landlord in respect of rent or any money recoverable as rent,

(a) any debt or outstanding demand owing to a society by any member or past member shall be a first charge (i) upon crops or other agricultural produce raised in whole or in part with a loan taken from the society by such member or past member, and (ii) upon any cattle, fodder for cattle, agricultural or industrial implements or machinery, or raw materials for manufecture or workshops, godown or place of business, supplied to or purchased by such member or past member in whole or in part from any loan whether in money or goods given him by the society;

Provided that nothing contained in this clause shall affect the claims of any *bona fide* purchaser or transferee for value without notice of any such crops or other agricultural produce, cattle, fodder for cattle or raw materials for manufacture or workshops or agricultural or industrial implements ; and

(b) any outstanding demands or dues payable to a housing society by any member or past member in respect of rent, shares, loans, or purchase mony or any other rights or amounts payable to such society shall be a first charge upon his interest in the immoveable property of the society.

કલમ ૨૪મી : મંડળીઓનો પહેલો હક :—જમીન મહેસુલના સંબંધમાં અથવા જમીન મહેસુલ તરીકે વસુલ કરવા લાયક કોઇપણ નાણાંના સંબંધમાં સરકારનો અથવા ગણોત અથવા ગણોત તરીકે વસુલ કરવા લાયક કોઇપણ નાણાંના સંબંધમાં જમીનના ધણીનો, જે કાંઈ પણ પહેલો હક હોય તેને પાત્ર રહીને,

(અ) કોઈપણ સભાસદ પાસેથી અથવા માજી સભાસદ પાસેથી કોઈ મંડળીનું જે કાંઇ લહેણું હોય, અથવા થયું હશે તેનો, (૧) સદરહુ સભાસદે અથવા માજી સભાસદે સદરહુ મંડળી પાસેથી લીધેલાં નાણાંથી સર્વત: અથવા અંશત: ઉત્પન્ન કરેલા પાક ઉપર અથવા ખેતીવાડીને લગતા બીજા ઉત્પન્ન ઉપર, અને (૨) સદરહુ મંડળીએ સદરહુ સભાસદને અથવા માજી સભાસદને પૈસાના રૂપમાં અથવા માલના

રૂપમાં ધીરેલાં કોઇપણ નાણાંમાંથી સર્વાંશે અથવા થોડે અંશે તેને પૂરાં પાડવામાં આવેલાં અથવા તેણે ખરીદેલાં, કોઇપણ ઢોર, ઢોરને માટેના ઘાસ, ખેતી-વાડીના અથવા ધંધાના ઓજાર, અથવા સાંચા-કામ, અથવા પદાર્થો તૈયાર કરવા માટેનાં, અથવા કારખાના માટેનાં કાચાં પદાર્થ, ગોદી, અથવા ધંધાની જગા ઉપર, પ્રથમ બોજો રહેશે,

પણ એવું ઠરાવવામાં આવ્યું છે કે આથી આવા પાક અથવા ખેતીની બીજી ઉત્પન્ન, ઢોર, ઢોરને માટે ચારો, અથવા પદાર્થો તૈયાર કરવા માટેનાં અથવા કારખાના માટેનાં કાચા પદાર્થ, અથવા ખેતીના કે ઉદ્યોગના ઓજારોના એવા હક્કની ખબર શીવાય અવેજ આપીને સદ્બુદ્ધિથી ખરીદનાર અથવા બદલો લેનારના હક્કમાં કશો ફેરફાર થશે નહિ; અને

(બ) કોઇપણ સભાસદે અથવા માજી સભાસદે કોઇ હાઉસીંગ સોસાયટીને આપવાનાં ગણોત, શેરો, ધીરેલાં નાણાં, અથવા ખરીદેલી કીંમતના સંબંધમાં પત્યા વગર બાકી રહેલાં માંગણી, અથવા લહેણાંનો અથવા સદરહુ મંડળીને આપવાના બીજા કોઇપણ હકો અથવા રકમોનો સદરહુ સભાસદ અથવા માજી સભાસદના સદરહુ મંડળીની સ્થાવર મિલ્કતમાંના હિત સંબંધ ઉપર પ્રથમ બોજો રહેશે.

આ કલમથી મંડળીને ઘણા. ઉપયોગી હકો મળે છે. મંડળીનું જો કોઇ સભાસદ પાસે લહેણું હોય, અને જો તે

સભાસદ તે લહેણું ન ભરે તો તેના તુલ વગેરે પર મંડળીનો કેવા સંજોગોમાં બોજો રહે છે. તે આ કલમમાં જણાવેલું છે.

મંડળીનાં કરજે લીધેલાં નાણાં જો કોઇ સભાસદે નહિ ભર્યાં હોય તો તે લીધેલાં નાણાંની બધી અથવા થોડી રકમમાંથી કરેલા તુલ અથવા બીજા ખેતીના પાક ઉપર મંડળીનો પ્રથમ બોજો રહે છે. તેમજ મંડળીનાં કરજે લીધેલાં નાણાંમાંથી તે ઢોર, ચારો વગેરે ખરીદ કરે તો તે ઉપર પણ મંડળીનો પ્રથમ બોજો રહે છે; પણ એવું ઠરાવવામાં આવ્યું છે, કે આવો પાક, ઢોર વગેરે જો કોઇ માણસ સદ્દબુદ્ધિથી પુરતાં નાણાં આપીને ખરીદ કરે તો તે પર મંડળીનુ કંઇ ચાલે નહિ. વળી ઘર બાંધવાની મંડળીનું જો તેના સભાસદ પાસે લેહણું હોય તો તેવી મંડળીને માટે પણ આ કલમમાં જોગવાઈ કરવામાં આવી છે. મંડળીને આ પ્રમાણેના હક્કો તેના સભાસદ સામે આપવામાં આવ્યા છે છતાં તે સભાસદ પર સરકારની જો જમીન મેહસુલની કંઇ બાકી હોય, અથવા તે ગણોતની જે જમીન ખેડતો હોય તે જમીનનું ગણોત બાકી હોય તો મંડળીના રૂપીઆ કરતાં એ રૂપીઆ પ્રથમ વસુલ થાય એમ ઠરાવવામાં આવ્યું છે.

આ કલમને લગતી સને ૧૯૧૨ના કાયદાની કલમ ૧૯મી હતી, તે કલમ પ્રમાણે મંડળીને પોતાના દેણદારના ખેતીના પાક વગેરે પર પ્રથમ હક્ક આપવામાં આવ્યો હતો અને તેમાં ફેરફાર કરી હવે એવી ચીજો પર મંડળીનો બોજો રહેશે એમ આ કલમમાં ઠેરવવામાં આવ્યું છે. મંડળીને જ્યારે ફક્ત પ્રથમ હક્ક આપ-વામાં અવ્યો હતો ત્યારે શાહુકાર અને મંડળી બન્નેઉ જો કોઇ સભાસદના લેહણદાર હોય અને શાહુકાર તે સભાસદ પર પોતાના લેહણાનું હુકમનામું કોર્ટ મારફતે પ્રથમ મેળવતો ત્યારે મંડળી-માંથી મેળવેલા કરજના નાણાં વડે પેદા કરેલું તુલ પણ જપ્ત

કરીને તે પોતાના રૂપીઆ વસુલ કરી શકતો હતો, અને મંડળીનું કંઇ ચાલતું નહિ. કલકત્તા હાઇકોર્ટે અબ્દુર કાદીર વી૦ શાહ બાઝપુર કો–ઑપરેટીવ બેન્ક. ૪૨ કલકત્તા, પા૦ ૩૭૭ના કેસમાં પણ એમ ઠરાવ્યું હતું કે મંડળીને જો પોતાના રૂપીઆ પ્રથમ વસુલ કરવા હોય તો મંડળીએ પોતાના લેહણાનું કોર્ટ મારફતે હુકમનામું મેળવવું જોઇએ. પણ આ નવા કાયદાથી મંડળીનો હવે એવા તુલ વગેરે પર પ્રથમ હક્કને બદલે બોજો ઠરાવવામાં આવ્યો છે; એટલે મંડળીના રૂપીઆ વસુલ થયા વગર તે સભાસદનો શાહુકાર મંડળીના નાણાં વડે કરેલું તુલ વગેરે જપ્ત કરી શકે નહિ. તેમજ તે સભાસદ જો પોતાનું એવું તુલ વગેરે બીજાને વેચી દે, અથવા આપી દે તો લેનારના હાથમાં પણ એવું તુલ વગેરે મંડળીના રૂપીઆને માટે જવાબદાર થાય. છતાં એવું તુલ મંડળીના રૂપીઆમાંથી કરાવ્યું હોય તોપણ તે પર કંઇ છાપ હોતી નથી; માટે વધુ એમ ઠરાવવામાં આવ્યું છે, કે એવું તુલ વગેરે જો કોઇ સદબુદ્ધિથી અને પૂરતો અવેજ આપી લેશે, અગર ખરીદ કરશે, તો તેના હાથમાં તે તુલ વગેરે ગયા પછી તે મંડળીના લહેણાને માટે જવાબદાર રહેશે નહિ.

સદ્બુદ્ધિથી લેનાર અથવા ખરીદનારને આ પ્રમાણે બચાવવાનુ કારણ એ છે, જે મંડળીના દેણદાર સભાસદના કબજામાં જે ચીજો હોય તે ચીજો જો તે સભાસદ બીજાને આપે તો તે લેનારને મંડળીના લહેણા બાબત કંઇ ખબર પડવાનો સંભવ નથી, અને જો પાછળથી તે ચીજો મંડળીના લહેણા માટે જવાબદાર ગણવામાં આવે તો લેનારને ખોટી રીતે નુકસાન જાય.

વળી કાયદાનો એક સિદ્ધાંત એવો છે, કે જો કોઇ માણસ કોઈ ચીજના કબજામાં હોય અને તેણે તે ચીજનો કબજો ચોરીનો ગુન્હો કરીને મેળવ્યો ન હોય તો તે ચીજ તે બીજાને આપી શકે, અને તેની પાસે તે ચીજ લેનારને તે પર પૂરતો માલકી હક મળે;

અને એવી હકિગત છતાં જો મંડળીનો તે ચીજ પર બોજો છે, એમ ગણવામાં આવે તો તે લેનાર અને મંડળી વચ્ચે લડવાડ ઉત્પન્ન થાય; અને મંડળીના સભાસદો પાસેથી કંઈ ખરીદ કરતાં બીજા અચકાય; તેમજ મંડળીના સભાસદની શાખ ઓછી થાય.

ઘર બાંધવાની મંડળીનું જો તેના સભાસદ પાસે લહેણું હોય, તો તે બાબત આ કલમની પેટા કલમ 'બ'માં ઠરાવ કરવામાં આવ્યો છે.

મંડળીએ જો પોતાના સભાસદને નાણાં, બી કે ખાતર આપ્યું હોય, અને તેમાથી કંઇ તુલ કરવામાં આવ્યું હોય તો માંડળીના નાણાં તે તુલથી વસુલ કરવા માટે અને ૧૯૧૨ના કાયદામાં અઢાર માસની મુદત રાખવામાં આવી હતી, એટલે મંડળીએ જો પોતાનો હક્ક બજાવવો હોય તો અઢાર માસમાં બજાવવાનો હતો. તે મુદત હવે આ કાયદામાંથી કહાડી નાખવામાં આવી છે.

**ગાવાનાં વાજીંત્રો.**—ગાવાનાં વાજીંત્રોને ઉદ્યોગના ઓજાર અથવા સાંચાકામ ગણી શકાય નહિ, અને તેનો આ કલમમાં ગણાવેલી બીજી ચીજોમાં સમાવેશ થતો નથી; તેથી એવાં વાજીંત્રો પર મંડળીને કંઇ હક્ક પ્રાપ્ત થતો નથી. તેમજ સિવિલ પ્રોસીજર કોડની કલમ ૬૦ મુજબ કારીગરના ઓજારોને જપ્તીમાંથી મુક્ત કરવામાં આવ્યા છે, પણ ગાવાના વાજીંત્રોને કારીગરના ઓજારો ગણી શકાય નહિ અને તેથી તે જપ્તીને પાત્ર છે. મોંગથેન વી૦ મોંગહલા ૩૮ ઈન્ડીઅન કેસીસ પા૦ ૪૧૪.

**ચરબી.**—જે ચરબી નફાથી વેચવાને માટે ખરીદવામાં આવે અને જેમાંથી બીજી કોઇ વસ્તુ બનાવવાનો હેતુ નહિ હોય તેને આ કલમ પ્રમાણેનો કાચો પદાર્થ કહી શકાય નહિ. મોહલ્લા ખજુરનવાલા એન્ડ વી૦ મજુ, ઈન્ડીઅન કેસીસ પા૦ ૩૭૩.

Charge and set-off in respect of shares or interest of member.

25. A society shall have a charge upon the share or interest in the capital and on the deposits of a member or past member and upon any dividend bonus or profits payable to a member or past member in respect of any debt due from such member to the society, and may set off any sum credited or payable to a member or past member in or towards payment of any such debt.

**કલમ ૨૫મી :—સભાસદના શેરો અથવા હિત સંબંધના સંબંધમાં બોજો નાખવો અથવા મજરે આપવું તે.**

મંડળીના જે કોઈપણ સભાસદ પાસે અથવા માજી સભાસદ પાસે મંડળીનું કાંઈપણ લહેણું હોય તે તે સભાસદના અથવા માજી સભાસદના મુડીમાંના હિસ્સા અથવા હિત સંબંધ ઉપર તથા અનામત મૂકેલી રકમ ઉપર તથા તે સભાસદને અથવા માજી સભાસદને આપવાનાં કોઇપણ ડિવિડન્ડ ઉપર, બોનસ ઉપર અથવા નફા ઉપર, તે મંડળીનો બોજો રહેશે, અને તે મંડળી, એવા સભાસદને અથવા માજી સભાસદને નામે જમે કરેલી અથવા તેને આપવાની કોઈપણ રકમ, એવું કોઈપણ લહેણું વસુલ કરવામાં, અથવા વસુલ કરવા સારૂ મજરે લેવાને મુખત્યાર છે.

આ કલમથી મંડળીનું જો કોઇ સભાસદ પાસે લહેણું હોય અને મંડળીમાં જો તેની કંઇ રકમ જમા હોય, તો તેમાંથી મંડળીના લહેણા રૂપીઆ કાપી લેવાનો મંડળીને હક મળે છે. તેમજ તે દેણદાર સભાસદનું કંઇ વ્યાજ લહેણું થયું હોય, કે તેને બોનસ મળવાનું બાકી હોય તો તેમાંથી પણ મંડળી પોતાનું લહેણું વસુલ કરી લઇ શકે છે.

ડિવિડન્ડ —મંડળીમાં સભાસદના જે શેરો હોય તે શેરો પર જે નફાની વહેંચણી તેને આપવામાં આવે તેને ડિવિડન્ડ કહેવામાં આવે છે.

**બોનસ.**—બોનસ એટલે જે રકમ આપવાની ફરજિઆત છે, તે ઉપરાંત જે રકમ આપવામાં આવે તેને બોનસ કહે છે; દાખલા તરીકે મંડળીને પોતાના નફામાંથી સભાસદોને તેઓના શેરોનું વ્યાજ આપવા છતાં જે વધારો રહે તેમાંથી જો સભાસદોને તેઓના શેરો પર કંઇક બીજી વધારે રકમ આપવામાં આવે તો તેને બોનસ કહેવામાં આવે છે.

Shares or interest not liable to attachment.

26. Subject to the provision of section 25 the share or interest of a member in the capital of a society or in any provident fund established under section 41 of this Act shall not be liable to attachment or sale under any decree or order of a court of justice in recespt of any debt or liability incurred by such member, and neither the Official Assignee under the Presidency Towns Insolvency Act, 1909, nor a Receiver under the Provincial Insolvency Act, 1920 shall be entitled to or have any claim on such share or interest.

**કલમ ૨૬ મી: શેરો અથવા હિત સંબંધ જપ્ત કરી શકાશે નહિ:—**

૨૫મી કલમના ઠરાવોને પાત્ર, એકાદ સભાસદનો મંડળીની મુડીમાં અથવા આ ઍક્ટની ૪૧ મી કલમ મુજબ સ્થાપવામાં આવેલા પ્રોવિડન્ડ ફંડમાં જે હિસ્સો અથવા હિતસંબંધ હોય તે એવા સભાસદે જે કંઈ પણ કરજ કર્યું હોય અથવા જોખમદારી

વ્હોરી લીધી હોય તેના સંબંધમાં ન્યાયની કોર્ટે કરેલા કોઇપણ હુકમનામાની રૂએ અથવા હુકમની રૂએ જપ્ત કરી શકાશે નહિ; અથવા વેચી શકાશે નહિ, અને સને ૧૯૦૯ના ઈલાકાનાં મુખ્ય શહેરોના નાદારીના એક્ટની રૂએ ઓફિશિયલ એસાઈનીને તેમજ સને ૧૯૨૦ના ઈલાકાનાં નાદારીના એક્ટ મુજબના વસુલદારને એવા હિસ્સા અથવા હિતસંબંધ ઉપર કંઈ પણ હક પહોંચશે નહિ; અથવા તેનાથી તે ઉપર દાવો કરી શકાશે નહિ.

સહકારી મંડળીના જો કોઈ સભાસદે શેરો લીધા હોય અથવા કલમ ૪૧મી પ્રમાણે ખોલવામાં આવેલા પ્રોવિડન્ટ ફન્ડમાં તેણે પૈસા ભર્યા હોય, અને તે સભાસદ સામે બીજો કોઈ શાહુકાર પોતાના લેહણા બદલ દીવાની કોર્ટથી હુકમનામું મેળવે, છતાં તે હુકમનામાની બજાવણીમાં સહકારી મંડળીના શેરો આ કલમ પ્રમાણે જપ્ત કે વેચાણ થઇ શકે નહિ. તેમજ જો તે સભાસદ નાદારી લે તો એ શેરો કે તેના પ્રોવિડન્ડ ફન્ડના પૈસા નાદારની મિલ્કત તરીકે ગણાય નહિ, એટલે તેનું લહેણું દેવું વસુલ કરનાર અમલદાર એ શેરો પર કંઇ હક કરી શકે નહિ. ફક્ત જો મંડળીનું તેના પર કંઈ લહેણું હોય, તો કલમ ૨૫ પ્રમાણે તે લહેણું એ શેરોમાંથી વસુલ થઇ શકે.

જ્યારે કોઇ માણસ નાદાર થાય, ત્યારે તેનું લહેણું દેવું વસુલ કરવાને એક અમલદાર નીમવામાં આવે છે, તે અમલદારને ઇલાકાના મુખ્ય શહેરોના કાયદા પ્રમાણે ઓફિશિયલ એસાયની કહે છે. અને ઇલાકાના મુખ્ય શહેરો સિવાયને માટે નાદારીનો કાયદો જુદો છે, અને તે કાયદા પ્રમાણે જે અમલદારને નાદારનું લહેણું દેવું વસુલ કરવા નીમવામાં આવે છે, તેને રીસીવર કહે છે.

આ કલમથી મંડળીની થાપણના શેરોને જપ્તીમાંથી મુક્ત

કરવામાં આવ્યા છે; પણ મંડળીનું કામકાજ ચલાવવાને માટે સભાસદે મંડળીને બીજી જો કાંઇ મુડી આપી હોય તો તે મુડી જપ્તીમાંથી મુક્ત નથી; એટલે કે સભાસદે મંડળીમાં જો કાંઈ રકમ જમા મુકી હોય તો તે તથા તે પરનું વ્યાજ તેના દેવામાં જપ્ત થઇ શકે છે; અને તેનું કારણ એટલુંજ છે કે સભાસદને કરકસરની ટેવ પાડવા જતાં, શાહુકારનું ખરૂં લહેણું બધી રીતે ખોટું કરવું જોઇએ નહિ.

આ કલમનો મુખ્ય હેતુ સભાસદોને કરકસરની ટેવ પાડવામાં ઉત્તેજન આપવાનો છે, તેથી સભાસદે બચત રકમમાંથી મંડળીના જે શેરો લીધા હોય તેનો આ કલમથી બચાવ કરવામાં આવ્યો છે.

Transfer of interest on death of member.

27. (1) On the death of a member of a society such society may within a period of one year from the death of such member transfer the share or interest of the deceased member to a person or persons nominated in accordance with the by-laws of the society, if duly admitted a member of the society, in accordance with the rules or the by-laws of the society, or, if there is no person so nominated, to such person as may appear to the Committee to be the heir or legal representative of the decased member if duly elected a member of the society, or may pay to such nominee, heir or legal representive, as the case may be, a sum representing the value of such member's share or interest as ascertained in accordance with the rules or by-laws.

Provided that such nominee, heir or legal representative, as the case may be, may require that

payment shall be made by the society within one year from the death of the member of the value of the share or interest of such member ascertained as aforesaid

(2) A society shall subject to the provisions cf section 25 and unless prevented by an order of a competent court pay to such nominee, heir or legal representative, as the case may be, all other moneys due to the deceased member from the society.

(3) All transfers and payments made by a society in accordance with the provisions of this section shall be valid and effectual against any demand made upon the society by any other person.

**કલમ ૨૭ મી: સભાસદના મરણ બાદ હિતસંબંધ તબદીલ કરી આપવા બાબત:—**

(૧) મંડળીના કોઇ સભાસદનું મરણ થાય એટલે, સદરહુ સભાસદના મરણ પછી એક વર્ષની અંદર, સદરહુ મંડળીના પેટા કાયદા અનુસાર નીમાએલા સખસને અથવા સખસોને, જો તે સખસ અથવા સખસોને સદરહુ મંડળીની કાનુનો અથવા પેટા કાયદાઓ મુજબ તે મંડળીના એક સભાસદ તરીકે યોગ્ય રીતે દાખલ કરવામાં આવ્યા હોય તો, સદરહુ મૈયત સભાસદનો હિસ્સો અથવા હિતસંબંધ, તબદીલ કરી આપવાનો સદરહુ મંડળીને અધિકાર છે, અથવા એવી રીતે નીમાએલો સખસ ન હોય તો, તે લેવાને કમિટીના અભિપ્રાય પ્રમાણે જે સખસને મરનારના વારસ અથવા વારસં વકીલ તરીકે હક હોય તે સખસને જો તેને સદરહુ મંડળીના સભાસદ તરીકે

ચુંટી કાઢવામાં આવે તો તેને તબદીલ કરવાને, અથવા પ્રસંગ પ્રમાણે એવા નીમાએલા સખસને, વારસને, અથવા વારસ વકીલને કાનુનો અથવા પેટા-કાયદાઓ મુજબ સદરહુ સભાસદના હિસ્સા અથવા હિત સંબંધની કીંમત ઠરે તેટલી રકમ આપવાને મુખત્યાર છે.

પણ એવુ ઠરાવ્યું છે, કે પ્રસંગ પ્રમાણે આવો નીમાએલો સખસ, વારસ અથવા વારસ વકીલ, સભાસદના ઉપર જણાવ્યા પ્રમાણે નક્કી કરેલા હિસ્સા અથવા હિતસંબંધની કીંમતનાં નાણાં, સદરહુ સભાસદના મરણ પછી એક વર્ષની અંદર સદરહુ મંડળી પાસે માંગી શકશે.

(૨) મંડળીએ, પ્રસંગ પ્રમાણે, આવા નીમાએલા સખસને, વારસને અથવા વારસ વકીલને, મૈયત સભાસદના મંડળી પાસેથી જે બીજાં સઘળાં નાણાં લહેણાં હોય તે કલમ ૨૫ના ઠરાવોને આધીન રહીને, અને જો યોગ્ય અધીકારવાળી કોર્ટના હુકમથી અટકાવ કરવામાં નહિ આવ્યો હોય તો, આપવા જોઇએ.

(૩) મંડળીએ આ કલમના ઠરાવો મુજબ કરેલી સઘળી તબદીલી તથા આપેલાં નાણાં બીજા કોઈ સખસે તે મંડળી પાસે કરેલી કોઈ પણ માગણીની સામાં કાયદાસર તથા યોગ્ય બચાવ ગણાશે.

મંડળીમાં હિત ધરાવતો કોઇ સભાસદ જો મરણ પામે, તો તે જે સખસને નીમી ગયો હોય તે સખસને, જો મંડળી સભાસદ તરીકે સ્વીકારે તો તેના નામ પર મૈયત સભાસદનો હિસ્સો અથવા હિત સંબંધ મંડળીએ ચઢાવી આપવા જોઇએ. જો મૈયત સભાસદ એ પ્રમાણે કોઇને નીમી ન ગયો હોય તો મૈયત

સભાસદનો હિસ્સો અથવા હિતસંબંધ કમિટિને તેનો જે ખરો વારસ લાગે તેના નામ પર, જો કમિટિ તેને સભાસદ તરીકે સ્વીકારે તો, ચઢાવી આપવા જોઇએ; અથવા જો એવા નીમેલા સખસને અથવા તેના વારસને, મંડળી સભાસદ તરીકે સ્વીકારે નહિ તો, મૈયતના હિતસંબંધ પુરતી રકમ એક વરસમાં મંડળીએ તેને આપી દેવી જોઇએ. વળી એવા નીમેલા સખસને અથવા મૈયતના વારસને મંડળીના સભાસદ ન થવું હોય તો તેને મંડ-ળીએ મૈયતના હિત સંબંધ પૂરતી રકમ એક વરસમાં આપી દેવી જોઇએ.

મૈયતના બીજા જે કઈ નાણાં મંડળી પાસે લેહણા હોય તે પણ મંડળીએ મૈયતના નીમેલા સખસને અથવા તેના વારસને આપી દેવા જોઇએ. પણ મંડળીનું જો કંઇ તેની પર લેહણું હોય તો તે લેહણું મંડળી પ્રથમ કાપી લઈ શકે છે; તેમજ એ નાણાં મંડળી જેને આપવા માંગતી હોય તેને નહિ આપવા જો કોઇ દીવાની કોર્ટથી મંડળી પર મનાઈ હુકમ લાવે તો મંડળી તે નાણાં તેને આપી શકે નહિ.

આ કલમ પ્રમાણે મંડળી મૈયત સભાસદના હિતસંબંધની ફેરબદલી કોઇને નામે કરે અગર તેના નીકળતા નાણાં કોઇને આપે અને પછી મૈયતનો કોઇ બીજો વારસ ઉભો થાય તો આ કલમની પેટા કલમ ૩થી મંડળીનો બચાવ કરવામાં આવ્યો છે, અને મંડળીને કોઇ કોર્ટ ઘસડી શકે નહિ. જો મૈયત સભાસદનો એવો બીજો કોઇ વારસ ઉભો થાય અને તે પોતાનો હક્ક સમજતો હોય તો તેણે મંડળીએ જેના નામ પર ફેરબદલી કરી હોય અથવા જેને નાણાં આપ્યા હોય તેના પર દાવો કરવો જોઇએ; અને તે દાવામાં મંડળીને તે પક્ષકારમાં મુકી શકે નહિ.

જે યોજકો મંડળી શરૂ કરે તે લાયક ઉંમરના હોવા જોઇએ, એવું કલમ ૭માં ઠરાવેલું છે, પણ આ કલમ પ્રમાણે નીમાએલા સખસ અગર વારસ લાયક ઉંમરના હોવા જોઇએ, એવું તેમાં ખુલ્લું જણાવેલું નથી; પણ તેવા નીમાએલા સખસ અથવા વારસને મંડળીએ સભાસદ તરીકે સ્વીકારવા કે નહિ તે મંડળીની સત્તાની વાત છે. મંડળી જો તેવાને સભાસદ તરીકે સ્વીકારે નહિ તો મરનારનું મંડળીમાં જે હિત સંબંધ હોય તે તેવા નીમાએલા સખસ અથવા વારસને મંડળીએ પાછું આપવું જોઇએ.

આ કલમ હેઠળ કાનુનો કરવાની સરકારને સત્તા છે. જુઓ કલમ ૭૧ (ઝેડ).

Liability of past member.

28. The liability of a past member for the debts of a society as they existed at the time when he ceased to be a member, shall continue for a period of two years from the date of his ceasing to be a member.

**કલમ ૨૮ મી: માજી સભાસદની જોખમદારી:**—મંડળીનો એકાદો સભાસદ જે તારીખથી તે મંડળીનો સભાસદ હોવાનો બંધ થયો હોય તે તારીખે મંડળીનું જે કરજ હોય તે કરજ બદલની તેની જોખમદારી પોતે એવી રીતે જે તારીખે સભાસદ તરીકે બંધ થયો હોય તે તારીખથી બે વર્ષ સુધી ચાલશે.

જો કોઇ સભાસદ મંડળીમાંથી રાજીનામું આપે અને તે વખતે મંડળીને કાંઇ દેવું હોય તો તે દેવા માટે રાજીનામું આપ્યાની તારીખથી બે વરસને માટે તે જવાબદાર છે, એમ આ કલમથી ઠરાવવામાં આવ્યું છે.

મંડળીના સભાસદને દેવાની જોખમદારીમાંથી છટકી જતાં અટકાવી શાહુકારોનો બચાવ કરવો એ આ કલમનો હેતુ છે. જે સખસ મંડળીથી થતાં લાભો ભોગવે તે સખસ મંડળીના દેવા માટે જવાબદાર પણ થવો જોઇએ.

એવા સખસ સભાસદ તરીકે બંધ થયા પછી મંડળી જે કાંઈ પણ દેવું કરે, તેને માટે તે જવાબદાર નથી. આ કલમ મંડળી પર જે બીજા સખસોનું લહેણું હોય તેને લાગુ પડે છે, અને બે વરસની મુદત એવા સખસોના લેહણા માટે છે; પણ તે સભાસદને મંડળીનું જો કાંઇ દેવુ પડતું હોય તો તે માટે એ મુદત લાગુ પડતી નથી; એટલે મંડળીનું લહેણું તે સભાસદથી ગમે ત્યારે વસુલ થઈ શકે છે. મંડળીના જે દેવાને માટે તે સભાસદને જવાબદાર ગણવામાં આવ્યો છે, તે દેવામાં તે સખસ સભાસદ તરીકે મંડળીમાં દાખલ થયો તે વખતે, મંડળીને જે કાંઇ દેવું હોય તેનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે.

જે સખસ કાયદાસર રીતે મંડળીનો સભાસદ હોય પણ જેના શેરો જપ્ત કરવામાં આવ્યા હોય અથવા રદ કરવામાં આવ્યા હોય, અથવા જેણે રાજીનામું આપ્યું હોય કે જેણે પોતાના શેરો બીજાને નામે કર્યા હોય તે સખસને માજી સભાસદ કહેવામાં આવે છે. જે સખસ ગુજરી જાય તે સખસનો આ કલમમાં માજી સભાસદ તરીકે સમાવેશ થતો નથી.

અમુક સખસ મંડળીના સભાસદ તરીકે કયારે બંધ થયો તે તારીખ કલમ ૩૦ પ્રમાણે રાખવામાં આવેલા સભાસદના રજીસ્ટર પરથી સાબીત થઇ શકે છે.

જો કોઇ માજી સભાસદ બીજા સભાસદના દેવાને માટે જામીન થયો હોય તો તે દેવું વસુલ કરવા માટે આ કલમમાં બતાવેલી બે વરસની મુદત લાગુ પડતી નથી. જામીન તરીકે

તેણે જે જવાબદારી સ્વીકારી હોય તે સભાસદ તરીકેની તેની જવાબદારી કરતાં જુદીજ છે.

29. The estate of a deceased member shall be liable for a period of one year from the date of his decease for the debts of a society as they existed at the time of his death.

Liability of the estates of deceased members.

કલમ ૨૯ મી: મૈયત સભાસદની ઇસ્ટેટ ક્યાં સુધી જોખમદાર છે :—

મંડળીના એકાદા મૈયત સભાસદની ઇસ્ટેટ જે તારીખે તે મરણ પામ્યો હોય તે તારીખે તે મંડળીનું જે કરજ હશે, તે કરજ બદલ તેના મરણની તારીખથી એક વર્ષની મુદત સુધી જોખદાર ગણાશે.

મંડળીમાંથી નીકળી જનાર સભાસદને માટે કલમ ૨૮મી છે, અને ગુજરી જનાર સભાસદને માટે આ કલમ ૨૯મી છે. એક સભાસદ ગુજરી જાય તો તેના ગુજરી જવાના વખતે મંડળીને જે કાંઈ બીજા કોઈનું દેવું હોય તો તે માટે મરનારની મિલકત એક વરસ સુધી જવાબદાર છે. આ રીતે મંડળીના સભાસદની મરણની તારીખ ઘણી ઉપયોગી છે, અને તે તારીખ બાબતમાં જો કાંઇ વાંધો આવે તો તે તારીખ પૂરવાર કરવી જોઈએ, પણ જો તે તારીખ સભાસદના રજિસ્ટરમાં દાખલ કરવામાં આવી હોય તો તે પુરવાર કરવાની જરૂર નથી; કારણ કે એવી તારીખ સભાસદના રજિસ્ટરમાં દાખલ કરી હોય, તો તેને પ્રથમ દર્શનીક પૂરાવો ગણી લેવો એમ કલમ ૩૦માં ઠરાવવામાં આવ્યું છે.

30. Any register or list of members or shares kept by any society shall be prima facie evidence of any of the following particulars entered therein :—

Register of members.

(a) the date at which the name of any person was entered in such register or list as a member:

(b) the date at which any such person ceased to be a member.

કલમ ૩૦મી: સભાસદોનું રજિસ્ટર:—કોઇ પણ મંડળીએ રાખેલું સભાસદોનું અથવા શેરોનું કોઇ પણ રજિસ્ટર અથવા યાદિ તેમાં નીચે લખેલી કોઈ પણ વિગતોનો પ્રથમ દર્શનીય પૂરાવો ગણાશે, એટલે :—

(અ) એવા રજિસ્ટરમાં અથવા યાદીમાં કોઈ પણ સખસનું નામ સભાસદ તરીકે જે તારીખે દાખલ કર્યું હોય તે તારીખનો;

(બ) એવો કોઇ પણ સખસ સભાસદ હોવાનો જે તારીખે બંધ પડયો હોય તે તારીખનો.

સભાસદોનું રજિસ્ટર મંડળીનું એક કિંમતી દફતર છે, અને જ્યારે કોઇ નવો સભાસદ મંડળીમાં દાખલ થાય, અગર મંડળીમાંથી રાજીનામું આપે અગર ગુજરી જાય ત્યારે તે બાબતની તારીખોની તેવા રજિસ્ટરમાં ખાસ નોંધ લેવી જોઈએ; અને જ્યારે તેવા રજિસ્ટરમાં એ તારીખોની નોંધ કરવામાં આવી હોય ત્યારે તે રજિસ્ટર એ તારીખો સાબીત કરવાને પ્રથમ દર્શનીય પુરાવો ગણાશે, એમ આ કલમમાં ઠેરવવામાં આવ્યું છે.

પ્રથમ દર્શનીય પુરાવાનો અર્થ એવો છે, કે જ્યારે એ તારીખો બાબત સવાલ ઉઠે ત્યારે રજિસ્ટરમાં જે તારીખો દાખલ કરવામાં આવી હોય તેને એક વખત ખરી માની લેવામાં આવે, અને તે તારીખો ખોટી છે, એમ જો કોઈ માણસ કહે તો તે ખોટી સાબીત કરવાનો બોજો તેને માથે પડે.

આ કલમ પ્રમાણે અમુક સભાસદ મંડળીમાં દાખલ થયો તે તારીખ, તથા તે મંડળીનો સભાસદ થતાં અટકયો તે તારીખ પૂરતુંજ સભાસદનું રજિસ્ટર પ્રથમ દર્શનીય પૂરાવો ગણવામાં આવ્યું છે; પણ જો કોઇ વખતે એવો સવાલ ઉઠે કે અમુક સખસ મંડળીનો સભાસદ છે કે નહિ તો તે માટે સભાસદનું રજિસ્ટર પ્રથમ દર્શનીય પૂરાવો છે, એમ આ કલમથી ઠેરવવામાં આવ્યું નથી. તેમજ રજિસ્ટરમાં અમુક સભાસદનું નામ, ઠેકાણું ધંધો કે તેણે ધારણ કરેલા શેરોની સંખ્યાની નોંધ કરવામાં આવી હોય, તેને માટે તે સભાસદનું રજિસ્ટર પ્રથમ દર્શનીય પુરાવો ગણવામાં આવ્યું નથી, અને તે બાબતો વિશે વાંધો પડે તો તે બીજી રીતે પુરવાર કરવી પડે. દાખલા તરીકે અમુક માણસ એમ સવાલ ઉઠાવે કે તે મંડળીનો સભાસદજ નથી તો, તે સખસ મંડળીનો સભાસદ છે એમ સાબીત કરવાને સભાસદનું રજિસ્ટર બસ નથી; પણ તે બાબત બીજી રીતે સાબીત કરવી જોઇએ; દાખલા તરીકે તેણે સભાસદ થવા માટે અરજી આપી હોય તેથી તથા તે પર પંચ કમિટિએ કરેલા ઠરાવથી તે બાબત સાબીત કરી શકાય છે.

સભાસદનું રજિસ્ટર મંડળીનું એક કિંમતી દફતર ગણવામાં આવ્યું છે, એનું કારણ એ છે, કે મંડળીના દેવા માટે કોણ કોણ જવાબદાર છે, તે આ રજિસ્ટર પરથી જણાય છે, અને તેથી દરેક મંડળીએ આવું રજિસ્ટર રાખવું જોઇએ.

અમુક સભાસદ મંડળીમાં કયારે દાખલ થયો, તથા તે મંડળીમાંથી કયારે છુટો થયો તે બાબતની રજિસ્ટરમાંની નોંધને પ્રથમ દર્શનીય પુરાવો ગણવામાં આવેલો હોવાથી તેમાં તે તારીખોની બરાબર ચોક્કસ રીતે નોંધ થવીજ જોઇએ; કારણ કે કલમ ૨૭--૨૮ તથા ૫૦ (ડ) પ્રમાણેનો અમલ કરતી વખતે એ તારીખો બાબત સવાલ ઉઠવાનો સંભવ છે. એ રજિસ્ટરમાં કલમ ૧૯ મુજબ જે હકની ફેરબદલી થઇ હોય તેની નોંધ કરવી જોઇએ, તેમજ અમુક સભાસદ જે તારીખે ગુજરી ગયો હોય, તે તારીખની પણ નોંધ કરવી જોઇએ. સભાસદોનું રજિસ્ટર રાખવા બાબત નિયમો કરવાની સરકારને સત્તા છે; જુઓ કલમ ૭૧ (ક).

સભાસદોનું રજિસ્ટર જોવાને માટે ખુલ્લું મુકવા બાબત જુઓ કલમ ૨૧.

Admissibility of copy of entry as evidence.

31. (1) A copy of any entry in any book, register or list regularly kept in the course of business in the possession of a society shall, if duly certified in such manner as may be prescribed by the rules, be admissible in evidence of the existence of the entry and shall be admitted as evidence of the matters and transactions therein recorded in every case where, and to the same extent to which, the original entry would, if produced, have been admissible to prove such matters.

(2) In the case of such societies as Government by general or special order may direct no officer of a society shall in any legal proceedings to which the society is not a party be compelled to produce any of the society's books, the contents of which can be proved

under sub-section (1), or to appear as a witness to prove the matters, transactions and accounts therein recorded, unless by order of the Court or a Judge made for special cause.

કલમ ૩૧મી: નોંધની નકલને પૂરાવા તરીકે દાખલ કરવા બાબત :—

(૧) મંડળીના કબજામાં હોય એવી કામકાજ દરમિઆન નિયમિત રીતે રાખવામાં આવતી કોઈ પણ ચોપડીમાં, રજિસ્ટરમાં અથવા યાદિમાં કોઈ પણ નોંધની નકલ, જો કાનુનોમાં ઠરાવેલી રીત પ્રમાણે યોગ્ય રીતે દાખલો આપ્યો હોય તો, તે નોંધ હોવાના પુરાવા તરીકે દાખલ કરી શકાશે, તથા તેમાં નોંધેલી બાબતો તથા લેવડદેવડના પુરાવામાં, આવી બાબતો સાબીત કરવામાં જે દરેક પ્રસંગે અને જેટલે દરજ્જે અસલ નોંધ જો રજુ કરવામાં આવી હોત તો, લેવામાં આવી હોત તે દરેક પ્રસંગે અને તેટલે સુધી લેવી જોઇએ.

(૨) સરકાર સામાન્ય અથવા વિશેષ હુકમથી ફરમાન કરે તે પ્રમાણે સદરહુ મંડળીઓની બાબતમાં, જે કોઈ પણ કાયદાના કામોમાં સદરહુ મંડળી પક્ષકાર હોય નહિ, તે કામોનાં સદરહુ મંડળીના કોઈ પણ અમલદારને, સદરહુ મંડળીની જે કોઇ પણ ચોપડીઓની વિગતો પેટા-કલમ (૧) મુજબ સાબીત થઈ શકે તે કોઈ પણ ચોપડીઓ રજુ કરવાની, અથવા ખાસ કારણ માટે કોર્ટના અથવા જજના હુકમથી હોય તે સિવાય, તેમાં નોંધેલી બાબતો, લેવડદેવડો તથા હિસાબો સાબીત કરવાને સાક્ષી તરીકે હાજર થવાની, ફરજ પાડવી નહિ.

જ્યારે મંડળીના કોઇ દફ્તરની નોંધ પુરાવામાં દાખલ કરવાની જરૂર હોય ત્યારે મંડળીના અસલ ચોપડા કોર્ટમાં લઇ

જવાની જરૂર નથી; પણ તે દફતરની સહી-સિક્કાવાળી નકલ આ કલમથી પુરાવામાં દાખલ કરી શકાય છે, અને અસલ દફતર જેટલીજ તેની પુરાવામાં કીંમત થાય છે. મંડળીને આ એક ઉપયોગી હક્ક મળ્યો છે. કોર્ટમાં વારંવાર મંડળીના દફતર નહિ લઈ જવા પડે, તે માટે આ કલમ કરવામાં આવી છે.

મંડળીએ કેટલા દફતર રાખવા તે બાબત કાનુનો કરવાની સરકારને સત્તા છે. જુઓ કલમ ૭૧ (એચ).

નકલો પર સહી સિક્કો કોણે કરવા અને નકલો કયા નમુના પ્રમાણે આપવી તે બાબત કાનુનો કરવાની સરકારને સત્તા છે. જુઓ કલમ ૭૧ (જે)

પેટા કલમ (બ) નવી ઉમેરવામાં આવી છે, અને તે બેંકર્સ બુકસ એવીડન્સ એકટની કલમ પને અનુસરતી છે. એ કલમ મોટા શહેરની અને સેન્ટ્રલ બેંકના હિતને ખાતર કરવામાં આવી છે; કારણ કે જે કાયદાના કામોમાં તેઓ પક્ષકાર ન હોય તે સઘળા કામોમાં જો તેના અમલદારોને સમન્સ કરી કોર્ટમાં બોલાવવામાં આવે અગર તેના ચોપડા મંગાવવામાં આવે તો તેના કામકાજમાં ઘણીજ હરકત આવે.

Exemption from compulsory registration of instruments relating to shares and debentures of society.

32. Nothing in section 17, sub section (1), clauses (b) and (c), of the Indian Registration Act, 1908, shall apply to—

(1) any instrument relating to shares in a society, notwithstanding that the assests of the society consist in whole or in part of immoveable property; or

(2) any debenture issued by any society and not creating, declaring, assigning, limiting or extinguishing any right, title or interest to or in immoveable property except in so far as it entitles the holder to the security afforded by a registered instrument whereby the society has mortgaged, conveyed or otherwise transferred the whole or part of its immoveable property or any interest therein to trustees upon trust for the benefit of the holders of such debentures; or

(3) any endorsement upon or transfer of any debenture issued by any society.

કલમ ૩૨મી: નોંધાએલી મંડળીના શેરો તથા ડિબેંચરોને લગતા દસ્તાવેજોને ફરજિઆત નોંધાવવાની માફી:—સને ૧૯૦૮ના હિન્દુસ્તાનના નોંધવા બાબતના એક્ટની ૧૭મી કલમની પેટા-કલમ (૧) ની રકમો (બ) અને (ક) નો કોઈ પણ મજકુર—

(૧) હરકોઈ મંડળીની સઘળી અથવા થોડીઘણી માલમત્તા સ્થાવર મિલકત હોય તો પણ તે મંડળીના શેરો બાબતના કોઈ પણ દસ્તાવેજને; અથવા

(૨) જે કોઇ પણ ડિબેંચર કોઈ પણ મંડળીએ કાઢેલું હશે, અને જેના ઉપરથી તેના ધારણ કરનારનો સદરહુ મંડળીએ કોઈ નોંધેલા દસ્તાવેજ ઉપરથી પોતાની સઘળી સ્થાવર મિલ્કત અથવા તેનો કોઈ પણ ભાગ અથવા તેમાંનો કોઈ પણ હિતસંબંધ એવા ડિબેંચર ધારણ કરનારાઓના હિત સારૂ

જુમ્મા ઉપર જુમ્મેદારોને ધરેણે આપ્યો હશે, કન્વેયન્સ કરી આપ્યો હશે અથવા બીજી રીતે તેમને નામે કરી આપ્યો હશે, તે નોંધેલા દસ્તાવેજ ઉપરથી મળેલા તારણ બાબત હક પ્રાપ્ત થાય તે સિવાય, બીજી કોઈ રીતે સ્થાવર મિલ્કત ઉપર અથવા સ્થાવર મિલ્કતમાં કાંઈ પણ હક, દાવો અથવા હીતસંબંધ ઉત્પન્ન થતો ન હોય, સ્થાપીત થતો ન હોય, બીજાને કરી આપવામાં આવતો ન હોય, તેની હદ બંધાતી ન હોય, અથવા તે નહિ સરખો થતો ન હોય તે ડીબેંચરને; અથવા

( ૩ કોઈ પણ મંડળીએ કરી આપેલાં કોઇ પણ ડીબેંચર ઉપર લખેલા શેરાને અથવા તે બીજાના નામ ઉપર ચઢાવી આપવાના લેખને,

લાગુ પડશે નહી.

રજીસ્ટ્રેશન એકટની કલમ ૧૭ એવી મતલબની છે, કે ૧૦૦ રૂપીઆ ઉપરાંતને માટે જો કોઈ સ્થાવર મિલ્કત ગીરો, વેચાણ, બક્ષીસ અગર બીજી કોઇ રીતે આપવી હોય તો તેનો દસ્તાવેજ રજિસ્ટર કરાવવાનું ફરજિઆત છે.

જો કોઈ મંડળી પાસે સ્થાવર મિલ્કત હોય અને તે મંડળીમાં કોઈ નવો સભાસદ દાખલ થાય તો તેને પણ તે સ્થાવર મિલ્કતમાં હિત પ્રાપ્ત થાય છે, એટલે રજિસ્ટ્રેશન એકટ મુજબ તેના શેરો રજિસ્ટર કરાવવા જોઇએ; પણ આ કલમની પેટા-કલમ (૧)થી રજિસ્ટ્રેશન એકટની કલમ ૧૭ એવા શેરોને લાગુ પડતી નથી એમ ઠરાવવામાં આવ્યું છે.

33. (1) The Governor General in Council, by notification in the Gazette of India, may, in the case of any society or class of societies, remit the income-tax or super-tax payable in respect of the profits of the society, or of the dividends or other payments received by the members of the society on account of profits or in respect of interest on securities held by the society.

Power to exempt from income-tax, stamp-duty, registration and court fees.

(2) The Local Government by notification in the Bombay Government Gazette may, in the case of any society or class of societies, remit

(a) the stamp-duty with which, under any law for the time being in force, instruments executed by or on behalf of a society or by an officer or member and relating to the business of the society, or any class of such instruments or awards of the Registrar or arbitrators under this Act are respectively chargeable; and

(b) any fee payable under the law of registration and of court fees for the time being in force.

**કલમ ૩૩મી: આવક ઉપરનો કર, સ્ટાંપ ડ્યુટી, નોંધવાની તથા કોર્ટ ફી માફ કરવાનો અધિકાર:—**

(૧) ગવર્નર જનરલ ઈન્ કાઉન્સીલ, ઈન્ડિઆ ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને, કોઈ પણ મંડળીની અથવા

કોઇ પણ વર્ગની મંડળીની બાબતમાં તે મંડળીના નફા ઉપર અથવા મંડળીના સભાસદોને મંડળીના નફામાંથી મળેલા ડીવીડન્ડ ઉપર અથવા મળેલાં બીજા ાનાણાં ઉપર અથવા મંડળીની સિક્યુરીટીના વ્યાજ ઉપર લેવાનો આવકનો કર અથવા સુપરટેક્ષ માફ કરવાને મુખત્યાર છે.

(૨) સ્થાનિક સરકાર, મુંબઈ સરકારી ગેઝેટમાં જાહેરનામુ પ્રસિદ્ધ કરીને, કોઇ પણ મંડળીની અથવા કોઇ પણ વર્ગની મંડળીની બાબતમાં:—

(અ) મંડળીએ અથવા મંડળીની વતી અથવા મંડળીના કોઈ પણ ઑફિસરે અથવા સભાસદે તે મંડળીના કામકાજ સબંધી કરી આપેલા લેખી દસ્તાવેજ ઉપર અથવા આ એક્ટની રૂએ રજીસ્ટ્રારના અથવા લવાદોના નીવેડા ઉપર વિદ્યમાન કાળે અમલમાં હોય એવા કોઈ પણ કાયદાની રૂએ અનુક્રમે પડનારી સ્ટાંપ ડયુટી માફ કરવાને; તથા

(બ) વિદ્યમાન કાળે અમલમાં હોય એવા નોંધવા બાબતના અને કોર્ટ ફીના કાયદાની રૂએ પડનારી કોઇ પણ ફી માફ કરવાને;

મુખત્યાર છે.

મંડળીને થતા નફા ઉપર તેમજ તે નફો જ્યારે ફાળાના અગર બીજા રૂપમાં સભાસદ પાસે જાય, ત્યારે તે ઉપર ઇન્કમટેક્ષ માફ કરવાની સત્તા ગવર્નર જનરલ ઇન્ કાઉન્સીલને આપવામાં આવી છે, અને ઇન્ડિઅન ઇન્કમટેક્ષ એક્ટ ૧૯૨૨ની કલમ ૬૦થી મળેલા અધિકારની રૂએ આગલા જાહેરનામાઓ રદ કરી ગવર્નર

જનરલ ઇન્ કાઉન્સીલે નીચે બતાવેલી આવકને સદરહુ એક્ટ મુજબ આપવાના ઇન્કમટેક્ષમાંથી મુક્ત કરી છે.

મુંબઇ ઇલાકાની સનીકાંટાની મીઠાના માલીકોની મંડળી સિવાયની બીજી કોઈ સહકારી મંડળી જે સને ૧૯૧૨ના સહકારી મંડળીના કાયદા નીચે રજીસ્ટર થઇ હોય તેનો નફો અથવા તેના ડિવિડન્ડ અગર તેના નફામાંથી એવી કોઈ મંડળીના સભાસદોને મળતી બીજી કોઇ રકમ.

જાહેરનામું નંબર ૨૯૧ ઇ. ટી. ૨૫, તા ૨૫મી ઓગષ્ટ ૧૯૨૫ જે મુંબઇ સરકારી ગેઝેટ તા. ૧૭મી સપ્ટેમ્બર ૧૯૨૫ના પાના ૨૩૮૦--૧ પર પ્રગટ કરવામાં આવ્યું છે.

સહકારી મંડળીના સભાસદોને મળતા નફાના ફાળાને ઇન્કમટેક્ષમાંથી માફ કરવાનું કારણ એ છે, કે એવી મંડળીના સભાસદો ટુંકાં સાધનવાળા હોય છે, અને સરકારની આવકને આ માફી આપવાથી ભારે નુકસાન નથી. આ પ્રમાણેનું જાહેર-નામું આ હિલચાલનો વિસ્તાર વધવાથી કાયમ રહેશે કે કેમ તે શક પડતું છે. આ જાહેરનામુ જે મંડળીઓ નોંધાઇ હોય તેનેજ લાગુ પડે છે, અને અમુક મંડળીઓને એ લાભ મળતો બંધ કરવાની સરકારની સત્તા છે, જુઓ કલમ ૬૭.

મંડળીમાં જો કોઇ રકમ જમા મુકવામાં આવી હોય, તો તે પરના વ્યાજને ઇન્કમટેક્ષમાંથી માફ કરવામાં આવ્યું નથી. સ્ટાંપની લાગત, નોંધવાની ફી તથા કોર્ટ ફીની લાગતમાંથી સહકારી મંડળીઓને માફી આપવાની સત્તા સ્થાનિક સરકારને આપવામાં આવી છે; કારણ કે એ વિષયોને હવે સ્વાધીન વિષ-યોમાં ગણવામાં આવ્યા છે.

ગવર્નર જનરલ ઇન્ કાઉન્સીલે તા૦ ૨૮-૧૨-૧૯૧૨ તથા તા૦ ૨-૬-૧૯૧૩ના જાહેરનામાથી આ કાયદા પ્રમાણે નોંધાએલી સહકારી મંડળી પોતે અથવા તેના તરફથી જ્યારે કોઇ દસ્તાવેજ કરી આપવામાં આવે, અથવા એવી મંડળીનો કોઇ સભાસદ તે મંડળીને લગતા કામકાજના સંબંધમાં કંઇ પણ દસ્તાવેજ કરી આપે ત્યારે તેને સ્ટાંપની લાગતમાંથી મુક્ત કરવામાં આવ્યા છે.

વ્યક્તિ સભાસદો જો સહકારી બેંકોમાંના પોતાના ચાલુ ખાતા સામે રૂપીઆ ૨૦ની અંદરની રકમના ચેક લખે તો તેને સ્ટાંપની લાગતમાંથી મુક્ત કર્યા છે. આ છુટ ત્રણ વરસને માટે આપવામાં આવી છે. અને તે મુદત પુરી થયે રજિસ્ટ્રારે સરકારને રીપોર્ટ કરવાનો છે. સરકારી જાહેરાત નંબર ૭૫૯૯ તા૦ ૨૮ મેહ સને ૧૯૨૩.

જ્યારે બીન સભાસદ મંડળીને પોતાની થાપણના મળેલા વ્યાજ અગર બીજા માટે કંઈ રસીદ લખી આપે તો તે પર સ્ટાંપની લાગત મુક્ત કરવામાં આવી નથી.

આ જાહેરનામું સભાસદ કંઇ લખાણ કરી આપે તેનેજ લાગુ પાડવામાં આવ્યું છે, અને તેથી મંડળી નાણાં ધીરતી વખતે જો બીન સભાસદને જામીન તરીકે સ્વીકારે તો તેના જામીન ખત પર સ્ટાંપ લગાડવો જોઇએ.

દર દસ્તાવેજને માટે જે લાગત વાપરવામાં આવે છે, તે સ્ટાંપની લાગત ગણાય છે, અને કોર્ટની દાવા અરજી દરખાસ્ત વગેરે પર જે લાગત લેવામાં આવે છે, તે કોર્ટ ફીની લાગત ગણાય છે.

કોર્ટ ફીની લાગતમાંથી મંડળીઓને મુક્ત કરવાની સત્તા આ કાયદાથી સ્થાનિક સરકારને પહેલીજવાર આપવામાં આવી છે.

જે પ્રમાણે મંડળીને સ્ટાંપની લાગત માફ કરવામાં આવી છે, તે પ્રમાણે જો મંડળી પોતે કોઇ દસ્તાવેજ કરી આપે અથવા તે મંડળી તરફથી કોઇ દસ્તાવેજ કરી આપવામાં આવે તો તે ઉપર તેમજ તે મંડળીને લગતા કામકાજના સંબંધમાં મંડળીના કોઇ અમલદાર કે સભાસદ જો કંઇ દસ્તાવેજ કરી આપે તો તે ઉપર નોંધવાની ફી માફ કરવામાં આવી છે.

આ ઉપરાંત મંડળી નોંધવામાં આવ્યા પછી તેને સનંદી મંડળીના હક્કો કલમ ૨૩ પ્રમાણે મળે છે. છતાં કંપની એકટ મુજબ મંડળી નોંધાવતી વખતે જે ફી આપવી પડે છે, તે ફી આ કાયદા પ્રમાણે મંડળી નોંધાવતી વખતે આપવી પડતી નથી.

મંડળીઓને આટલા બધા લાભો આપવાનું કારણ એ છે, કે મંડળીઓ કંઇ નફો કરવા માટે ઉભી કરવામાં આવતી નથી; પણ સભાસદોના આર્થિક ભલાને માટે ઉભી કરવામાં આવે છે. આવી મંડળીઓથી કંપની એકટ મુજબ બીજી નોંધાએલી મંડળીઓને તથા ખાનગી વેપારીઓને કંઇ નુકશાન નથી; અને તેમ નહિ થાય તે માટે આ કાયદા મુજબ નોંધાએલી મંડળીઓની ફરજ છે, કે તેઓએ બીન સભાસદોનું કામ મેળવવા બીજી મંડળીઓ કે ખાનગી વેપારીઓ સાથે હરિફાઇમાં ઉતરવું જોઇએ નહિ, અને તેઓએ સહકારના સિદ્ધાંતોને વળગીનેજ ચાલવું જોઇએ.

સરકાર જ્યારે મંડળીઓને આવા હક્કો આપે છે ત્યારે સરકાર મંડળીના નફાની વહેંચણી વગેરે પર પોતાનો કાબુ રાખે એ વાસ્તવીકજ છે.

Government may give loans or guarantee interest.

33A. With such safeguards as may be prescribed by rules in this behalf Government may give loans to societies or guarantee the payment of interest on debentures issued by them.

કલમ ૩૩મી (અ); સરકાર નાણાં ધીરી શકશે અથવા વ્યાજનાં બાંહેધરી આપી શકશે :—આ સંબંધમાં કાનુનોથી જે સાવચેતીઓ રાખવાની ઠેરવવામાં આવે તેને આધીન રહીને સરકાર મંડળીઓને નાણાં ધીરી શકશે અથવા તેઓએ કાઢેલા ડિબેંચરો પર વ્યાજ આપવાની બાંહેધરી આપી શકશે.

આ કલમ નવીજ ઉમેરવામાં આવી છે. સહકારી મંડળીઓને, સરકારે નાણાં ધીરવાજ જોઇએ, એવી ફરજ કંઇ આ કલમથી નાખવામાં આવી નથી; પણ સરકાર મંડળીઓને નાણાં ધીરી શકશે એવું સૂચવવામાં આવ્યું છે. સરકાર પર મંડળીઓને નાણાં ધીરવાની ફરજ આ કલમથી નહિ નાખવાનું કારણ એ છે, કે કોઇ પણ ફરજ સરકાર પર નાખવાની ધારાસભાને સત્તા નથી; ધારાસભા સરકારને કર નાખવાની સત્તા આપી શકે; પણ સરકારે અમુક કરવુંજ જોઇએ, એવી ફરજ ગવર્નર સાહેબની પરવાનગી વગર સરકાર પર ધારાસભા નાખી શકે નહિ.

આ કલમ કરવાનો હેતુ એ છે, કે સરકાર આ હિલચાલને પોતાથી બનતી આર્થિક મદદ આપે, અને આ હિલચાલ ફક્ત લોકોનીજ છે, તેમજ તેને ચલાવવાનું કામ પણ ફક્ત લોકોનુંજ છે, એમ કહી સરકાર વેગળે રહે નહિ. ખેડુતોની સ્થિતિ સુધારવામાં સરકારની મદદ વગર કંઇ પણ બનવું મુશ્કેલ છે; તેથી તેમજ આ હિલચાલને સરકારની આર્થિક મદદની જરૂર હોવાથી આ કલમ દાખલ કરવામાં આવી છે.

*Property and funds of societies.*

Restrictions on loans.

34. (1) Except with the general or special sanction of the Registrar a society shall not make a loan to any person other than a member.

(2) Save with the sanction of the Registrar, a society with unlimited liability shall not lend money on the security of moveable property.

(3) Government may, by general or special order, prohibit or restrict the lending of money on mortgage of immoveable property by any society or class of societies.

## મંડળીની મિલકત તથા ફંડ.

કલમ ૩૪મી: નાણાં ધીરવા ઉપર નીર્બંધ:—

(૧) રજીસ્ટ્રારની સામાન્ય અથવા વીશેષ મંજુરીથી હોય તે સીવાય કોઈ પણ મંડળીએ સભાસદ સીવાય બીજા કોઈ પણ સખસને નાણું કરજે આપવું નહી.

(૨) અનીયમીત જોખમદારીવાળી મંડળીએ, રજીસ્ટ્રારની પરવાનગી વગર, જંગમ મીલ્કત તારણ રાખીને નાણું ધીરવું નહી.

(૩) સરકાર, સામાન્ય અથવા વીશેષ હુકમ કરીને, કોઈ પણ મંડળીને અથવા કોઇ પણ વર્ગની મંડળીને સ્થાવર મીલ્કત ગીરો રાખીને નાણું ધીરવાની મના કરવાને અથવા તે ઉપર નીર્બંધ નાખવા મુખત્યાર છે.

બીજા સભાસદને નાણું કરજે આપવાને સને ૧૯૧૨ના કાયદામાં પ્રતિબંધ હતો. આ કાયદામાં એ બાબતને લગતી આ કલમમાં એવી રીતનો ફેર કરવામાં આવ્યો છે, કે રજિસ્ટ્રારની સામાન્ય અથવા ખાસ મંજુરી મેળવીને મંડળી બીજા સભાસદને નાણું કરજે આપી શકે.

સભાસદની વ્યાખ્યા કલમ ૩ (ક)માં આપવામાં આવી છે.

જો પંચ કમિટિ આ કલમની વિરૂદ્ધ જઇ બીન સભાસદને નાણાં ધીરે અને તેથી જો મંડળીને કંઇ નુકશાન જાય તો તેને માટે પંચ કમિટિ જાતે જવાબદાર થાય.

મંડળીના નાણાં સભાસદનેજ ધીરવા જોઇએ; અને જો તે બીન સભાસદને પણ ધીરવામાં આવે તો સભાસદ તરીકે પ્રમાણિક માણસોને પસંદ કરી મંડળીમાં દાખલ કરવાનો કંઈ પણ હેતુ રહેતો નથી. સહકારી મંડળીના લાભો તો ફક્ત તેના સભાસદોનેજ મળવા જોઇએ. જો એક શાખવાળી મંડળી બીન સભાસદને નાણાં ધીરે તો પણ તેની જવાબદારી તો સભાસદોને માથેજ રહે છે; તેથી બીન સભાસદને નાણાં ધીરવા એ અન્યાય કહેવાય.

'સખસ' એ શબ્દની વ્યાખ્યામાં કોઇ કંપની અથવા વ્યક્તિઓની બનેલી મંડળી સનંદી થઇ હોય કે નહિ, તેનો પણ સમાવેશ થાય છે. (જનરલ કલોઝીસ એક્ટ કલમ ૩; પેટા કલમ ૩૯).

એક મંડળી બીજી મંડળીને જરૂર હોય તો તેને રજિસ્ટ્રારની મંજુરી વગર નાણાં ધીરી શકે નહિ, છતાં મંડળી પોતાના નાણાં વ્યાજ ઉપજાવવાના હેતુથી બીજી મંડળીમાં જમા મુકી શકે છે, અને તે માટે રજિસ્ટ્રારની મંજુરીની જરૂર નથી. (જુઓ કલમ ૩૭ ક.)

કરજ માંગનાર સભાસદે કેટલી કેટલી રકમો આપવી જોઇએ, અને કઇ કઇ શરતો પાળવી જોઇએ તે વગેરે બાબતો પર નિયમો કરવાની સરકારની સત્તા છે. (જુઓ કલમ ૭૧ એલ).

સભાસદને કેટલું નાણું ધીરવું તે તેની શાખ નક્કી કરતી

વખતે ઠેરવવામાં આવે છે, અને તેની નક્કી કરવામાં આવેલી શાખ કરતાં વધારે નાણું તેને ધીરી શકાય નહિ. આ પ્રમાણે હોવાથી પંચ કમિટિના સભાસદો વધારે નાણું કરજે ધીરીને મંડળીને ભારે જવાબદારીમાં લાવી નાખતાં અટકે છે.

જંગમ માલ :—જંગમ માલ એટલે સ્થાવર મિલ્કત સિવાયનો દરેક જાતનો માલ (જનરલ કલોઝીસ એકટ કલમ ૩ પેટા કલમ ૨૪).

સ્થાવર મિલ્કત :—સ્થાવર મિલ્કતમાં જમીન, જમીનમાંથી ઉત્પન્ન થતાં લાભો, અને જમીન સાથે લાગુ કરવામાં આવેલી ચીજો, અથવા જમીનને લાગુ કરવામાં આવેલી કોઇ ચીજને કાયમને માટે જડવામાં આવેલી ચીજોનો સમાવેશ થાય છે. (જનરલ કલોઝીસ એકટ કલમ ૩ પેટા કલમ ૨૫).

પેટા કલમ ૨થી જંગમ મિલ્કતની જામીનગીરી પર મંડળીને રજિસ્ટ્રારની પરવાનગી સિવાય નાણું ધીરવાને પ્રતિબંધ કરવામાં આવ્યો છે; એટલે દાગીના ગીરો રાખી મંડળી રજિસ્ટ્રારની પરવાનગી વગર નાણું ધીરી શકે નહિ.

કાયદાની આ કલમ ઘડવામાં આવી ત્યારે તે વિરૂદ્ધ તથા તેના ટેકામાં ધારાસભામાં ઘણી ચર્ચા કરવામાં આવી હતી. એક તરફ એમ કહેવામાં આવેલું કે ગ્રામ્ય મંડળીઓને દાગીના પર સભાસદોને નાણાં ધીરતી અટકાવવાની જરૂર છે. કારણ કે એવી મંડળીઓનો વ્યવહાર એવા માલની જામીનગીરી પર ચલાવવાનો નથી, પણ સભાસદના ચારિત્ર્ય પરથી બંધાતી તેઓની શાખ પર ચલાવવાનો છે; ત્યારે બીજી તરફ એમ દલીલ કરવામા આવેલી કે સભાસદોની શાખ પર મંડળીઓનો વ્યવહાર ચાલવો જોઈએ એ વાત ખરી છે; છતાં મંડળીઓને જામીનગીરી તરીકે દાગીના રાખવામાં કંઈ વાંધો નથી, કેમકે દાગીના જામી-

નગીરી તરીકે લેવાતા આવ્યા છે, અને જો સભાસદોને દાગીનાની જામીનગીરી પર નાણાં ધીરવા દેવામાં નહિ આવે તો તેઓ બીજો શાહુકાર ઉભો કર્યા વગર રહે નહિ; છતાં ગ્રામ્ય મંડળીઓમાં દાગીના ગીરો રાખતી વખતે તેની કિંમત કરાવવામાં તથા તેને સાચવવામાં વ્યવહારૂ અડચણ આવે પણ શહેરમાં એવી અડચણ આવે એમ નથી. શહેરોમાં દાગીનાની કીંમત કરનારા મળી આવે એમ છે. એ સઘળાનો વિચાર કરી કઇ મંડળીને જંગમ માલ પર નાણાં ધીરવા દેવા તે નક્કી કરવાની સત્તા રજિસ્ટ્રારને આપવામાં આવી છે.

મંડળીએ કોઇપણ સભાસદને પોતાની મંડળીના શેરો પર કોઇપણ હકીકતમાં નાણાં ધીરવાં જોઇએ નહિ, કારણ કે મંડળીનું જો તે સભાસદ પર કંઇ લહેણું હોય તો તે શેરોથી વસુલ કરવાનો મંડળીને હક છે; મંડળીના શેરો પર જો સભાસદને નાણાં ધીરવામાં આવે તો મંડળીમાં થાપણ મુકનારની સલામતી ઓછી થાય. મંડળી જો પોતાના શેરો પર નાણાં ધીરે તો પોતાની મુડી પર તે નાણાં ધીર્યા બરાબર થાય, અને એટલા કારણથી આપણા ઇલાકામાં સરકારે કરેલા કાનુનોમાં તો એમજ ઠરાવ્યું છે, કે મંડળીએ પોતાના શેરોની જામીનગીરી પર નાણાં ધીરવા નહિ.

પેટા કલમ ૩થી સ્થાવર મિલ્કતના ગીરો પર કોઇ મંડળી નાણાં ધીરે તો તેને પ્રતિબંધ કરવાની સત્તા સરકારને આપવામાં આવી છે, અને તેનું કારણ એ છે, કે મંડળી જો પોતાનાં નાણાં સ્થાવર મિલ્કતમાં રોકી દે અને તેથી મંડળીના નાણાં ફરતાં બંધ થઇ જાય એમ હોય તો તે અટકાવવાની જરૂર છે; કારણ કે એમ થવાથી મંડળીના કામકાજમાં હરકત આવે. સરકારને ખાસ કેસમાં એમ લાગે કે અમુક મંડળી પોતાનાં નાણાં ખોટી રીતે સ્થાવર મિલ્કતમાં રોકે છે, તો તેવા કેસમાં આવો હુકમ કાઢવાની સત્તા સરકારને આપવામાં આવી છે.

35. A society shall receive deposits and loans from persons who are not members only to such extent and under such conditions as may be prescribed by the rules or by the by laws of the society.

Restrictions on borrowing

કલમ ૩૫મી ; પૈસા કરજે કાઢવા ઉપર નિબંધ:—

**મંડળીએ સભાસદો ન હોય એવા સખસો પાસેથી પૈસા અનામત તથા કરજે લેવા તે, તે મંડળીની કાનુનોમાં અથવા પેટા કાયદાઓમાં ઠરાવી હોય તેટલી હદ સુધીજ અને તે શરતો અનુસરીનેજ લેવા;**

મંડળી બીન સભાસદો પાસે મોટી રકમનું નાણું કરજે લઇ લે નહિ, તે માટે આ કલમ કરવામાં આવી છે.

બીન સભાસદ પાસે નાણાં લેતાં પહેલાં મંડળીએ સભાસદની બચત રકમ તો લેવીજ જોઇએ; અને તેથી બીન સભાસદ પાસે કેટલું નાણું કરજે લેવું તે કાનુનોથી અગર મંડળી પોતાના પેટા કાયદાથી ઠરાવી શકે છે.

મંડળીએ પોતાના પેટા-કાયદામાં એક એવી રીતની કલમ દાખલ કરી હોય, કે તે મંડળી બીન સભાસદ પાસે અમુક રકમ સુધીજ નાણાં કરજે લેશે, તો તેથી મંડળીની અનીયમીત જવાબદારી પર અંકુશ રહે છે.

મંડળીએ બીન સભાસદ સાથે કેટલે દરજ્જે કામ પાડવું તે બાબત કાનુનો કરવાની સરકારને સત્તા છે. જુઓ કલમ ૭૧ (એમ).

આ કલમ બીન સભાસદોને લાગુ પડે છે. એટલે જો મંડળીને લગતા કાનુનો અથવા મંડળીના પેટા-કાયદામાં બીન સભાસદ પાસે નાણાં કરજે લેવાનું ઠરાવવામાં આવ્યું નહિ હોય તો મંડળી બીન સભાસદ પાસે નાણાં કરજે લઇ શકે નહિ.

સહકારી મંડળીઓએ પોતાની શાખ જમાવી બીન સભાસદો પાસે નાણાં મેળવવાના છે. કેટલીક વખત સારા માણસો મંડળીને મદદ કરવાને તૈયાર હોય છે; પણ મંડળીની જવાબદારી સભાસદ થઇ વહોરવા રાજી હોતા નથી; તો તેવા માણસોનાં નાણાં મંડળીએ જમા મેળવવા જોઇએ; છતાં એવા બીન સભાસદો પોતાનાં નાણાં મંડળીમાં જમા મુકી મંડળી પર પોતાનો અયોગ્ય કાબુ મેળવે નહિ, તે માટે બીન સભાસદોના કરજઉ નાણાં પર અંકુશ રાખવાના હેતુથી આ કલમ કરવામાં આવી છે.

મંડળીને નાણાં અનામત રાખવાં હોય; અગર કરજે લેવાં હોય તો, તે બન્ને બાબતોને આ કલમ લાગુ પડે છે. જ્યારે મંડળીમાં નાણાં મુકનાર પોતાની સગવડતા ખાતર મંડળીમાં નાણાં મુકે. અને મંડળીએ જે ઠેરવેલું વ્યાજ હોય તે તેને આપવામાં આવે ત્યારે તેણે મંડળીમાં નાણાં અનામત (ડીપોઝીટ) મુકયા એમ કહેવાય છે. જ્યારે મંડળીને નાણાંની જરૂર હોય, અને મંડળી અનામતે નાણાં મેળવી શકે એમ ન હોય ત્યારે મંડળીને બીજા પાસે વ્યાજે નાણાં લેવાં પડે છે; એવે વખતે તે નાણાં આપનારે મંડળીને નાણાં કરજે આપ્યા એમ કહેવાય છે.

Restrictions on other transactions with non-members.

36. Consumers', Producers' and Housing Societies may to the extent permitted by their by-laws trade with persons who are not members but the transactions of a Resource society with persons other than members except as provided under section 34 or 35 shall be subject to such prohibitions and restrictions if any as Government may by rules prescribe.

**કલમ ૩૬: સભાસદો ન હોય તેમની સાથેની બીજી લેવડદેવડ ઉપર નિર્બંધ:—કન્સ્યુમર્સ, પ્રોડ્યુસર્સ, અને હાઉસીંગ સોસાયટીઓ પોતાના પેટા-કાયદાઓમાં જેટલે દરજ્જે પરવાનગી હોય તેટલે દરજ્જે સુધી સભાસદો ન હોય એવા સખસો સાથે લેવડદેવડ કરવાને મુખત્યાર છે; પરંતુ ૩૮ અથવા ૩૫મી કલમમાં ઠરાવ્યું છે તે શિવાય, કોઈપણ રીસોર્સ સોસાયટીની તેના સભાસદ સિવાય બીજા સખસો સાથેની લેવડદેવડ, સરકાર, કાનુનો કરીને ઠરાવે તેવી મનાઈ અને નિબંધ, જો કોઈ હોય તો, તેને પાત્ર કરવી.**

સહકારી મંડળીઓ તેના સભાસદોના હિતને માટે રચવામાં આવે છે. છતાં તેને કેટલીકવાર બીન સભાસદ સાથે કામ પાડવું પડે છે. બીન સભાસદ સાથે કામ પાડવાથી જે લાભ થાય તે તો સભાસદોનેજ મળવા જોઇએ.

સહકારી મંડળીઓએ બીન સભાસદો સાથે કેટલે દરજ્જે કામ પાડવું તે આ કલમમાં બતાવેલું છે.

કન્સ્યુમર્સ, પ્રોડ્યુસર્સ અને હાઉસીંગ સોસાયટીઓએ બીન સભાસદ સાથે કેટલે દરજ્જે કામ પાડવું તે તે મંડળીઓના પેટા-કાયદામાં નક્કી કરવાનું છે. આ કાયદામાં મંડળીઓના વર્ગ પહેલીજવાર પાડવામાં આવેલા હોવાથી આ કલમમાં આટલો ભાગ નવો રચવામાં આવ્યો છે.

રિસોર્સ સોસાયટી જેમાં શાખવાળી મંડળીનો સમાવેશ થાય છે, તેણે બીન સભાસદને કેટલાં નાણાં ધીરવાં તથા બીન સભાસદ પાસે કેટલાં નાણાં કરજે લેવાં તે કલમ ૩૪-૩૫માં જણાવેલું છે; એટલે એ સિવાયનું કામ બીન સભાસદ સાથે એવી મંડળીએ કેટલું પાડવું તે આ કલમમાં જણાવેલું છે;

કારણ કે સહકારી હિલચાલમાં સાધારણ નિયમ એવો છે, કે સહકારી મંડળીઓએ બીન સભાસદ સાથે કામ પાડવું નહિ.

સહકારી મંડળીઓ સભાસદોની રચવામાં આવે છે, અને તે મંડળીઓનો હેતુ સભાસદોને પરસ્પર સહાય કરવાનો છે, અને તેઓ બીજાને સહાય કરવાને બંધાએલા નથી, અને તેથી બીન સભાસદ સાથે કામ પાડવાની મંડળીઓને કોઈ ફરજ પાડી શકે નહિ. બીન સભાસદ સાથે કામ પાડતાં મંડળીઓને અટકાવી શકાય છે; પણ બીન સભાસદ સાથે કામ પાડવાની એવી મંડળીઓ પર ફરજ નાખી શકાય નહિ.

સહકારી મંડળીઓને આ કાયદાથી ઘણા કિંમતી હકો મળેલા છે; અને તેથી તે મંડળીઓના કામકાજ પર અંકુશ મુકવાની સત્તા સરકારની છે.

સહકારી મંડળીઓને બીન સભાસદો સાથે કામ પાડતાં અટકાવવી જોઈએ. કારણ કે સહકારી મંડળીઓ કંઈ નફો ખાવાના હેતુથી ઉભી કરવામાં આવતી નથી, એ તો સભાસદોને પરસ્પર સહાય કરવાના હેતુથી ઉભી કરવામાં આવે છે, અને જો તેઓ બીન સભાસદો સાથે કામ પાડતા કરે તો તેઓને નફો કરવાની ટેવ પડે, અને સભાસદોમાં વધારે વ્યાજ પહોંચવાની લાલચ થાય; અને જો તેમ થાય તો પછી તે મંડળીઓને ઈન્કમટેક્ષમાથી મુક્ત મળી શકે નહિ; તેમજ બીજા હકોને તે ખોઈ બેસે.

આ કલમ બીન સભાસદોને ભારે થઈ ન પડે તેટલા કારણથી સહકારી મંડળીની ફરજ છે, કે તે મંડળીમાં જે કોઈ સભાસદ થવાને લાયક હોય તેને સભાસદ તરીકે દાખલ કરવો જોઈએ.

આ કાયદાના અસલ ખરડામાં પેટા–કલમ ૨ એવી મતલબની દાખલ કરવામાં આવી હતી, કે કન્ઝ્યુમર્સ સોસાઈટીએ પોતે વેચવાને માટે જે માલ ભરી રાખ્યો હોય તે માલ સભાસદોને તથા બીજા સમાસદોને તે વેચી શકે; પણ તે વેચાણ ખરીદનારના પોતાના ઉપયોગ માટે હોવું જોઇએ, અને ફરી વેચવા માટે હોવું જોઇએ નહિ. આ પેટા–કલમ બીન જરૂરી અને અવ્યવહારૂ લાગવાથી આ કાયદામાં તેને દાખલ કરવામાં આવી નથી.

Investment of funds.

37. A society may invest or deposit its funds.

( a ) in the Government Savings Bank; or

( b ) in any of the securities specified in section 20 of the Indian Trusts Act, 1882; or

( c ) in the shares or on the security of any other society, provided that no such investment shall be made in the shares of any society other than one with limited liability; or

( d ) with any bank or person carrying on the business of banking approved for this purpose by the Registrar; or

( e ) in any other mode permitted by the rules.

કલમ ૩૭મી: નાણાં રોકવા બાબત:–મંડળી પોતાનું નાણું:–

(અ) સરકારી સેવિંગ્ઝ બેંકમાં; અથવા

(બ) સને ૧૮૮૨ના હિંદુસ્થાનના ટ્રસ્ટ બાબતના એક્ટની ૨૦મી કલમમાં લખેલી કોઈ પણ સીક્યુરીટીમાં; અથવા

(ક) બીજી કોઈપણ મંડળીના શેરોમાં અથવા તેના તારણ ઉપર; પણ એવું ઠરાવ્યું છે, કે નિયમિત જોખમદારી વાળી હોય તે સિવાયની બીજી કોઈ પણ મંડળીના શેરોમાં એવાં નાણાં રોકવાં નહિ; અથવા

(ડ) આ અર્થે રજિસ્ટ્રારે પસંદ કરેલી કોઈ પણ બેન્કમાં અથવા પેઢીવાળા તરીકે કામ કરનાર સખસને ત્યાં, અથવા

(ઈ) કાનુનોથી પરવાનગી આપી હોય એવી બીજી કોઈ રીતે,

રોકવાને અથવા અનામત મૂકવાને મુખત્યાર છે.

મંડળી પોતાનું બચત નાણું ક્યાં ક્યાં રોકી શકે તે આ કલમમાં બતાવવામાં આવ્યું છે, આમાં બતાવેલા ઠેકાણામાંથી કએ ઠેકાણે મંડળીએ પોતાનું નાણું રોકવું તે મંડળીની સત્તાની વાત છે.

આ કલમ મંડળીના રિઝર્વ ફંડને તેમજ મંડળીની બચત રકમને લાગુ પડે છે. આ કલમથી રિઝર્વ ફંડ મંડળીએ ક્યાં રોકવું તે જણાવવામાં આવ્યું છે; પણ તેથી મંડળીને રિઝર્વ ફંડ પોતાના કામકાજમાં લેવાને પ્રતિબંધ નથી.

પેટા-કલમ (અ)થી (ડ)માં બતાવેલા ઠેકાણે મંડળી પોતાનું નાણું રોકી શકે, એમ આ કલમમાં જણાવવામાં આવ્યું છે. એ સિવાય બીજે કએ કએ ઠેકાણે મંડળી પોતાનું નાણું

રોકી શકે, તે માટે નિયમોથી ઠેરવવાની સત્તા સરકારની છે; પણ તે નિયમો એવા જોઈએ નહિ કે પેટા-કલમ 'અ'થી 'ડ' સુધીમાં બતાવેલે ઠેકાણે નાણું રોકવામાં પ્રતિબંધ કરે.

પેટા-કલમ ૨માં જણાવવામાં આવ્યું છે, કે મંડળી ટ્રસ્ટ એકટની કલમ ૨૦માં બતાવેલે ઠેકાણે પોતાનું નાણું રોકી શકે; એ કલમ ૨૦ નીચે મુજબ છે:—

( અ ) હિન્દુસ્તાનની સરકારની અગર ગ્રેટ બ્રિટન અને આયર્લાન્ડની સરકારની પ્રોમીસરી નોટો, ડિબેંચરો, સ્ટોક અથવા બીજી જામીનગીરીઓમાં,

( બ ) જે બોંડો, ડિબેંચરો અને એન્યુઈટીઓનો બોજો હિંદુ-સ્તાનની આવક પર વડી પાર્લામેન્ટે મુકયો હોય તેમાં,

( ક ) રેલ્વે અગર બીજી કંપનીઓના સ્ટોક, ડીબેંચરો અગર શેરો કે જેના વ્યાજ માટે સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઈન્ડિઆ ઈન્ કાઉન્સીલે બાંહેધરી આપી હોય, અથવા ધી બોમ્બે સેન્ટ્રલ કો-ઓપરેટીવ બેન્ક લિમીટેડના ડિબેન્ચરો કે જેના વ્યાજ માટે ધી સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઇંડિઆ ઇન કાઉન્સલે બાંહેધરી આપી હોય તેમાં,

( ડ ) કોઇ મ્યુનિસિપલ સંસ્થા, પોર્ટ ટ્રસ્ટ, અગર ઇલાકાના કોઇ મુખ્ય શહેરના કે રંગુન શહેરના ઇમપ્રુવમેન્ટ ટ્રસ્ટના ડિબેન્ચરો અથવા બીજી જામીનગીરીઓ કે જે બ્રિટિશ હિન્દુસ્તાનમાં સ્થપાએલી કોઇ ધારાસભાના ઠરાવથી કાઢવામાં આવ્યા હોય; અગર કરાંચી બંદરના ટ્રસ્ટીઓએ અગર ટ્રસ્ટીઓ તરફથી કાઢવામા આવ્યા હોય તેમાં,

( ઇ ) બ્રિટિશ હિંદુસ્તાનમાં આવેલી સ્થાવર મિલકતના ગીરો ખત પર; પણ તેમાં એવું ઠરાવવામાં આવ્યું છે, કે તે મિલકત અમુક મુદત માટેના કીંમતના ગીરો હોવી જોઈએ નહિ, અને તે મિલકતની કિંમત ગીરોના પૈસા કરતા એક તૃતીયાંશથી વધારે અથવા જો તે મીલકતમાં મકાનો હોય તો અર્ધા કરતા વધારે હોવી જોઈએ.

(એફ) ટ્રસ્ટના દસ્તાવેજથી મંજુર કરવામાં આવેલી અગર એ બાબતમાં હાઇકોર્ટ વખતો વખત બીજો કઇ નીયમ કરે તો તેની બીજી કોઇ જામીનગીરી પર.

પેટા કલમ 'ક': સને ૧૯૧૨ના કાયદાની આ કલમને લગતી કલમ કરતાં આ કલમની પેટા કલમ (ક)માં "પણ એવું ઠરાવ્યું છે કે................રોકવા નહી" એટલો ઉમેરો કરવામાં આવ્યો છે; એટલે અનીયમીત જવાબદારીવાળી મંડળીના શેરમાં મંડળી નાણાં રોકી શકે નહી. આ વધારો ઘણો જરૂરનો હતો; જો કે હાલમાં કોઇ પણ મંડળીએ પોતાનું નાણું અનીયમીત જવાબદારીવાળી મંડળીના શેરોમાં રોકેલું નથી

પેટા કલમ (ક)માં જણાવેલા વધારા શીવાય આખી કલમ તેમ ને તેમ રહેવા દેવામાં આવી છે; એટલે સને ૧૯૧૨નો કાયદો અમલમાં હતો, ત્યાં લગીમાં જે નાણાંની રોકાણ કરવામાં આવી હોય, તે રોકાણ પણ આ કાયદા પ્રમાણે કાયદાસરની જ ગણાશે. સને ૧૯૧૨નો કાયદો પસાર કરવામાં આવ્યો તે વખતે આ કલમને લગતી કલમમાં એક પેટા કલમ દાખલ કરવામાં આવી હતી એવી મતલબની હતી કે તે કાયદો પસાર કરતી વખતે જે રોકાણ કરવામાં આવી છે તે કાયદાસરની ગણાશે. સને ૧૯૧૨ના કાયદાની તે કલમ અને આ કાયદાની આ કલમ

સરખીજ હોવાથી એવી પેટા કલમ આ કાયદામાં બીન જરૂરી લાગી છે; અને તેથી તે પડતી મુકવામાં આવી છે.

મંડળીના નાણાં ક્યાં રોકવા તે ઠરાવવાનું કામ સાધારણ સભાનું છે, કે પંચકમિટિનું છે, તે આ કલમમાં સ્પષ્ટ નથી; પણ એ સંબંધમાં નિયમો કરવાની સ.ક.રને સત્તા છે. જુઓ કલમ ૭૧ એન.

Restrictions on dividend. 38. No society shall pay a dividend to its members at a rate exceeding 10 per cent.

કલમ ૩૮મી: ડિવિડંડ ઉપર નિર્બન્ધ:—

સેકડે ૧૦ ટકા કરતાં વધારે દરે કોઈપણ મંડળીએ પોતાના સભાસદોને ડિવિડન્ડ આપવું નહિ.

આ કલમ નવી છે. સહકારી મંડળી પોતાના શેરો પર વધારેમાં વધારે કેટલો વ્યાજનો દર આપી શકે, તે આ કલમમાં ઠેરવવામાં આવ્યું છે. મુડીવાળાની બનેલી મંડળી અને સહકારીઓની બનેલી મંડળીમાં આટલો ફેર છે, કે સહકારીઓની બનેલી મંડળીમાં વધારેમાં વધારે આપવાનો વ્યાજનો દર નક્કી કરવામાં આવેલો હોય છે. જ્યારે મુડીવાળાની બનેલી મંડળીમાં તેમ હોતું નથી.

સહકારી મંડળીઓને વધારે વ્યાજ આપતાં અટકાવવાનું કારણ એ છે, કે એ મંડળીઓએ જેમ બને તેમ પોતાનું અનામત ભંડોળ મોટું કરવાનું છે, અને એ મંડળીઓ જો પોતાનો નફો વધારે વ્યાજ આપવામાં વાપરી નાખે તો એ મંડળીઓનું અનામત ભંડોળ મોટું થાય નહિ. વળી જો એવી મંડળીઓને વધારે વ્યાજ વહેંચવા દેવામાં આવે તો તેઓને મોટો નફો કરવાની ટેવ પડે.

સહકારી મંડળીઓને ઓછા દરના વ્યાજે નાણાં આપવા સરકાર પાસે ઘણી વખત માગણી કરવામાં આવે છે, અને જો એ મંડળીઓ તેથી થતો નફો વધારે વ્યાજ આપવામાં વાપરી નાંખે તો ઓછા દરના વ્યાજે નાણાં મંડળીઓ માટે સરકાર પાસે માંગી શકાય નહિ. સરકાર મંડળીઓને ઓછા દરે નાણાં આપીને ઘણો ફાયદો કરે છે, અને તેથી મંડળીઓમાં જોડાવાને બીજા લલચાય છે.

સહકારી મંડળીઓના શેરો જપ્તીને પાત્ર નથી, અને મંડળીઓને એ એક મોટો હક મળેલો છે; અને તે હકનો ખોટો ઉપયોગ નહિ થાય તે ખાતર મંડળીઓએ આપવાના વ્યાજના દર પર અંકુશ મુકવો વ્યાજબી છે.

સહકારી મંડળીઓને સરકારે સારા હકો આપેલા છે. તે ધ્યાનમાં લઇને મંડળીઓએ એ હકોનો એવી રીતે ઉપયોગ કરવો જોઇએ, કે તે મંડળીઓ બહુજ વ્યાજબી નફો મેળવે.

સહકારી મંડળીઓ કંઇ નફો કરવાના હેતુથી ઉભી કરવામાં આવતી નથી. એતો સહકારના સિદ્ધાંતો પર ચલાવવાની છે, અને તેથી તેના વહેંચવાના નફા પર અંકુશ મુકવામાં આવે છે.

Reserve Fund

39. (1) Every society which does or can derive a profit from its transactions shall maintain a reserve fund

(2) In the case of a Resource or Producers' society at least ¼th of the net profits of the society each year shall be carried to the reserve fund and in the case of any other society at least 1/10th of the net profits of the society each year shall be

carried to the reserve fund, and such reserve fund may be used in the business of the society or may be invested, subject to the provisions of section 37, as Government may by general or special order direct, or may, with the previous sanction of Government, be used in part for some public purpose likely to promote the objects of this Act or for some purposes of provincial or local interest

કલમ ૩૯મી : રિઝર્વ ફંડ :—

(૧) જે દરેક મંડળી પોતાના લેવડદેવડમાંથી નફો મેળવતી હોય અથવા મેળવી શકે તે દરેક મંડળીએ એક રિઝર્વ ફંડ રાખવું જોઇએ.

(૨) રિસોર્સ અથવા પ્રોડયુસર્સ સોસાયટીની બાબતમાં તે મંડળીના નક્કી નફાનો ઓછામાં ઓછો ૪થો ભાગ દરેક વર્ષે રિઝર્વ ફંડ ખાતે લઇ જવા તથા બીજી કોઇ સોસાયટીની બાબતમાં તે મંડળીના નક્કી નફાનો ઓછામાં ઓછો ૧૦મો ભાગ દરેક વરસે રિઝર્વ ફંડ ખાતે લઇ જવો, તથા સદરહુ ફંડને તે મંડળીના કામકાજમાં વાપરવાનો અધિકાર છે અથવા સરકાર, સામાન્ય અથવા વિશેષ ઠરાવથી ફરમાવે તે પ્રમાણે ૩૭મી કલમના ઠરાવોને પાત્ર સદરહુ ફન્ડને રોકવાનો અધિકાર છે, અથવા સરકારની પ્રથમ મંજુરી લઇને, સદરહુ ફન્ડને, આ એકટના હેતુઓને ઉત્તેજન મળવાનો સંભવ હોય એવા

કોઈ સાર્વજનિક કામ સારૂ અથવા પ્રાંતિક અથવા સ્થાનિક હિતના કોઈ કામો સારૂ અંશત: વાપરવાનો અધિકાર છે.

દરેક મંડળીએ રિઝર્વ ફંડ રાખવું એવું સને ૧૯૧૨ના કાયદામાં સ્પષ્ટ ન હતું; પણ ગર્ભિત હતું, તે આ કાયદામાં હવે સ્પષ્ટ કરવામાં આવ્યું છે.

મંડળીની સદ્ધરતા વધારવા માટે રિઝર્વ ફન્ડ ઉભું કરવાનો ઠરાવ કરવામાં આવ્યો છે. મંડળીનું રિઝર્વ ફન્ડ જેમ વધતું જાય છે, તેમ મંડળીને પોતાના ઉપયોગ માટે નાણાં સહેલથી મળે છે, અને તે પોતાનું કામકાજ સહેલથી કરી શકે છે. વળી તેથી મંડળીનું એક કાયમનું ફન્ડ ઉભું થાય છે.

જ્યારે મંડળી નવી ઉભી કરવામાં આવે ત્યારે શરૂઆતમાં તેના સભાસદો જો ખંત રાખીને રિઝર્વ ફંડ મોટું કરે તો પાછળથી તે પોતાના સભાસદોને ધીરવાનાં નાણાંનો દર ઓછો કરી શકે. રિઝર્વ ફંડ મંડળીની અનિયમિત જવાબદારીના જોખમમાંથી બચવાનું મોટું સાધન છે.

રિઝર્વ ફંડ સભાસદોએ કોઇ પણ સંજોગોમાં વહેંચી લેવાનું નથી. મંડળી ફડચામાં જાય અને મંડળીનું દેવું લહેણું પતાવતાં રિઝર્વ ફંડમાંથી વધારો પડે તો તે સભાસદોમા વહેંચી શકાય નહિ. રિઝર્વ ફંડ જો સભાસદોએ વહેંચી લેવાનું હોય તો તેના સભાસદો એ ફંડનો ફાળો મેળવવાના હેતુથી મંડળી ફડચામાં જલદી લઇ જાય. એવા વધેલા રિઝર્વ ફંડનો ઉપયોગ કલમ ૫૨માં બતાવ્યા મુજબ કરવાનો છે.

જે મંડળી નફો કરતી હોય અથવા નફો કરી શકતી હોય તે મંડળી પર રિઝર્વ ફંડ રાખવાની ફરજ નાખવામાં આવી છે;

પણ કેટલીક મંડળીઓ નફો કરી શકતી નથી; તેથી તેના પર રિઝર્વ ફંડ રાખવાની ફરજ નાખવામાં આવી નથી. દાખલા તરીકે કો-ઓપરેટીવ ઇન્સ્ટીટ્યુટ એ સહકારના સિદ્ધાંતોનો ફેલાવો કરવા માટે રચવામાં આવેલી મંડળી છે. એ મંડળીમાં નફો થાય નહિ, એટલે એને રેઝર્વ ફંડ રાખવાનું હોતું નથી.

પેટા-કલમ ૨માં દરેક મંડળીએ પોતાના નફામાંથી કેટલું રિઝર્વ ફન્ડ કાઢવું, તેને કયાં રોકવું તથા તેનો શું ઉપયોગ કરવો તે જણાવવામાં આવ્યું છે.

રિસોર્સ સોસાયટીએ અને પ્રોડયુસર્સ સોસાયટીએ પોતાના નફાનો ચોથો ભાગ રઝિર્વ ફન્ડ માટે કાઢવાનું આ કલમમાં જણાવેલું છે. છતાં અનિયમિત જવાદારીવાળી રિસોર્સ સોસાયટીને પોતાના નફાની વહેંચણી કરવામાં કલમ ૪૦થી પ્રતિબંધ કરવામાં આવ્યો છે.

બીજી મંડળીમાં કન્સ્યુમર્સ સોસાયટી, હાઉસીંગ સોસાયટી, અને સામાન્ય મંડળીનો સમાવેશ થાય છે. એ મંડળીઓએ પોતાના નફાનો દસમો ભાગ રીઝર્વ ફન્ડમાં લઇ જવાનો છે. જો એ મંડળીઓને પોતાના નફાનો ચોથો ભાગ રિઝર્વ ફન્ડમાં લઇ જવાનું ઠેરવવામાં આવે તો તે તેઓને ભારે પડે, તેથી તેઓના નફાનો દસમો ભાગ રિઝર્વ ફન્ડમાં લઇ જવો એમ આ કાયદાથી પહેલીવાર ઠરાવવામાં આવ્યું છે.

કેટલીક મંડળીના સભાસદો એમ સમજે છે, કે રિઝર્વ ફન્ડ તેઓએ પોતે ઉભું કર્યું છે, માટે તેના માલીક તેઓ પોતે છે, અને તેથી તેનો ઉપયોગ કરવાની સત્તા તેઓની પોતાની છે; પણ એમ સમજવામાં તેમની ભુલ છે; ફકત આ કલમમાં જણાવેલા હેતુઓ માટે સરકારની મંજુરી લઇને તેઓ તેનો

ઉપયોગ કરી શકે છે. સરકારની મંજુરી વગર જો રિઝર્વ ફન્ડનો ઉપયોગ કરવામાં આવે તો મંડળીનાં નાણાંનો ગેરઉપયોગ કરવા માટેનો ગુન્હો થાય છે.

આ કલમમાં બતાવેલા હેતુઓ માટે આખા રિઝર્વ ફન્ડનો ઉપયોગ કરી શકાય નહિ; પણ તેના થોડા ભાગનોજ કરી શકાય.

Restrictions on distribution of profits.

40. Subject to the provisions of section 38 the balance of the profits of a society after making the prescribed provision for the reserve fund may together with any available profits of past years be distributed among its members, and in the case of Consumers' and Producers' societies, also among persons who are not members, to the extent and under the conditions prescribed by the rules or by-laws of such societies provided that :—

(a) in the case of a Resource society on a basis of unlimited liability in which members do not hold shares no distribution of profits shall be made without the general or special order of Government in this behalf, and

(b) in the case of a Resource society on a basis of unlimited liability in which the members hold shares no such distribution of profits shall be made until 10 years from the date of registration of the society have elapsed.

કલમ ૪૦મી: નફાની વહેંચણી ઉપર નિર્બંધ:— કલમ ૩૮ના ઠરાવોને પાત્ર, રિઝર્વ ફંડ માટે ઠરાવેલી તજવીજ કર્યા પછી પાછલા વર્ષોના કાંઈ મળી શકે એવા નફા સાથે મંડળીના નફાની સિલક પોતાના સભાસદોમાં વહેંચવાનો અધિકાર છે; તથા કન્સ્યુમર્સ અને પ્રોડયુસર્સ સોસાયટીઓની બાબતમાં સભાસદો ન હોય એવા સખસોમાં પણ સદરહુ સોસાટીઓની કાનુનોની રૂએ અથવા પેટા—કાયદાઓની રૂએ ઠરાવ્યું હોય તેટલે સુધી અને ઠરાવી હોય તે શરતો મુજબ વહેંચવાનો અધિકાર છે પણ એવું ઠરાવ્યુ છે કે·—

(અ અનિયમિત જોખમદારીના ધોરણ ઉપરની જે રિસોર્સ સોસાયટીની બાબતમાં સભાસદો શેરો ધરાવતા ન હોય તે સોસાયટીની બાબતમાં આ અર્થે સરકારના સામાન્ય અથવા વિશેષ હુકમ વગરે નફાની કાંઈપણ વહેંચણી કરવી નહિ; તથા

(બ) અનિયમીત જોખમદારીના ધોરણ ઉપરની જે રિસોર્સ સોસાયટીની બાબતમાં સભાસદો શેર ધરાવતા હોય, તે સોસાયટીની બાબતમાં સદરહુ સોસાયટી નોંધ્યાની તારીખથી ૧૦ વર્ષો વીતે નહિ ત્યાં સુધી, આવી કોઈપણ વહેંચણી કરવી નહિ.

મંડળીને જે નફો થયો હોય તેમાંથી પ્રથમ રિઝર્વ ફંડનાં નાણાં જુદાં કાઢવા અને ત્યારપછી જે નફો રહે તે સભાસદોને વધારેમાં વધારે ૧૦ ટકા સુધી વહેંચી આપવાનો છે.

કન્સ્યુમર્સ (વાપરનારા) તથા પ્રોડયુસર્સ (માલ બનાવનારા)ની મંડળીને બીન સભાસદોમાં પણ તે નફો વહેંચી આપવાની

સત્તા આપવામાં આવી છે; કારણ કે તે મંડળીઓ સાથે બીન સભાસદોના લેવડદેવડના સંબંધથી જો તે મંડળીઓને ફાયદો થાય તો તેનો લાભ તે બીન સભાસદોને પણ મળવો જોઇએ, અને તેથી તેમ કરવાની આ કલમથી છુટ આપવામાં આવી છે.

ખેડુતોની શાખવાળી મંડળીઓ અનિયમિત જવાબદારીવાળી હોય છે, અને તેવી મંડળીઓમાં શેરો કહાડેલા હોતા નથી, તેથી સરકારની સામાન્ય અથવા ખાસ પરવાનગી વગર એવી મંડળીઓમાં નફાની બીલકુલ વહેંચણી આ કલમની પેટા કલમ (અ) પ્રમાણે કરી શકાય નહિ; એ મંડળીઓને જે નફો થાય છે, તે બધો રિઝર્વ ફંડ ખાતે લઇ જવાનો છે; અને તેથી એ મંડળીઓમાં એક મુડી ઉભી થાય છે. એવી મંડળીઓને જો કંઈ ખોટ જાય તો પણ તે મંડળીઓમાં નાણાં મુકનારને સલામતી રહે છે.

અનિયમિત જવાબદારીવાળી શેરોથી કાઢવામાં આવતી મંડળીઓમાં શેર ભરનારા વ્યાજની માગણી કરે એ સ્વાભાવિક છે, અને તેથી તેના શેરો ધારણ કરનારાઓને આપવાના વ્યાજની વાત કાનુનોથી ઠેરવવામાં આવતી હતી. મંડળી સાધારણ રીતે દસ વરસની જુની થાય નહિ, ત્યાં સુધી તેના શેરો ધારણ કરનારાઓને વ્યાજ આપવાની રજા આપવામાં આવતી ન હતી. હવે એજ બાબત આ કલમની પેટા-કલમ ૨થી ઠેરવવામાં આવી છે. રિઝર્વ ફંડ સંબંધમાં કલમ ૭૧ (એન) અને નફાની વહેંચણી સંબંધમાં કલમ ૭૧ (પી) મુજબ કાનુનો કરવાની સરકારને સત્તા છે.

Provident Fund

41. Any society may establish a provident fund for its members out of contribution from such members in accordance with by-laws made by the society in this behalf and

may contribute to such provident fund from its net profits, after the prescribed payments have been made to the reserve fund; provided that such provident fund shall not be used in the business of the society but shall be invested under the provisions of section 37; and provided further, that no part of such provident fund shall be considered as an asset of the society.

કલમ ૪૧મી: પ્રોવિડંટ ફન્ડ:—

કોઇપણ મંડળી, આ અર્થે સદરહુ મંડળીએ કરેલા પેટા-કાયદાઓ મુજબ પોતાના સભાસદો માટે તે સભાસદોના ભરણામાંથી, એક પ્રોવીડન્ટ ફન્ડ સ્થાપવાને મુખત્યાર છે, તથા ઠરાવેલાં નાણાં રીઝર્વ ફન્ડ ખાતે લઈ ગયા પછી, પોતાના નક્કી નફામાંથી સદરહુ પ્રોવીડન્ટ ફન્ડમાં ફાળો આપવાને મુખત્યાર છે; પણ એવું ઠરાવ્યું છે, કે સદરહુ ફંડ તે મંડળીના કામકાજમાં ઉપયોગમાં લેવું નહી, પરંતુ ૩૭મી કલમના ઠરાવો મુજબ રોકવું જોઈએ; તથા વધારામાં એવું ઠરાવ્યું છે, કે સદરહુ પ્રોવીડંટ ફંડનો કોઈપણ ભાગ તે મંડળીની માલમત્તા તરીકે ગણવામાં આવશે નહી.

આ કલમ નવી છે; અને ઘણી ઉપયોગી છે, તેમજ સભાસદોના હિતની છે. સભાસદોને બચત કરવાની ટેવ પડે, અને તેઓ પોતાના ભવિષ્યને માટે સાધન રાખી શકે તે હેતુથી આ કલમ કરવામાં આવી છે.

કોઇ મંડળી જો પોતાના સભાસદોને માટે પ્રોવિડંટ ફન્ડ ઉભું કરે તો સભાસદોએ તેમાં ભરવાની રકમ બાબત તેના પેટા-કાયદામાં ઠરાવ કરવો જોઇએ, અને તેવા પ્રોવિડંટ ફન્ડમાં મંડળી પોતાના ચોકખા નફામાંથી ઉમેરો કરી શકે છે; પણ તે

પ્રોવિડંટ ફંડને મંડળીના ઉપયોગમાં લેવાની આ કલમથી મના કરવામાં આવી છે, અને એવું પ્રોવિડન્ટ ફન્ડ મંડળીની પુંજીમાં ગણી શકાય નહિ એમ ઠેરવવામાં આવ્યું છે.

આ કલમ હેઠળ નિયમો કરવાની સરકારને સત્તા છે. જુઓ કલમ ૭૧ (ડ-ડ).

Contribution to charitable purpose.

42. With the approval of the Bombay Central Co-operative Institute and after the payments prescribed by sub-section (2) of section 39 have been made to the reserve fund any society may—

(a) set aside a sum not exceeding 20 per cent. of its net profits, and

(b) utilize from time to time the whole of such sum in contributing to any public or co-operative purpose, or to a charitable purpose, as defined in section 2 of the Charitable Endowments Act, 1890.

**કલમ ૪૨મી: ધર્માદાના કારણ સારૂ ફાળો આપવો —**

મુંબઈ સેન્ટ્રલ કો-ઓપરેટીવ ઇનસ્ટીટ્યુટની મંજુરીથી તથા ૩૯મી કલમની પેટા-કલમ (૨) માં ઠરાવ્યા પ્રમાણે રિઝર્વ ફંડ ખાતે નાણાં આપ્યા પછી કોઈપણ મંડળી:—

(અ) પોતાના નક્કી નફાના ૨૦ ટકા કરતાં વધારે ન હોય એવી રકમ જુદી કાઢવાને, અને

(બ) આવી આખી રકમ વખતોવખત કોઈપણ સાર્વજનિક અથવા સહકારી અથવા સને ૧૮૯૦ની ધર્માદ દેણગી બાબતના ઍક્ટની ૨જી કલમમાં વ્યાખ્યા કર્યા પ્રમાણેના એકાદા ધર્માદાના કામમાં ફાળા તરીકે આપવાને મુખત્યાર છે.

મંડળીના નફામાંથી રિઝર્વ ફંડના પૈસા જુદા કાઢયા પછી મંડળીના ચોકખા નફાના ૨૦ ટકા કોઈપણ સાર્વજનિક અથવા સહકારી કે ધર્માદા કામમાં ખરચવા માટે કાઢવાની મંડળીને આ કલમથી સત્તા આપવામાં આવી છે; પણ એ સત્તાનો ખોટો ઉપયોગ ન થાય, તે માટે એમ કર્યા અગાઉ બોમ્બે સેન્ટ્રલ કો-ઓપરેટીવ ઈન્સ્ટીટયુટની મંજુરી મેળવવાનું ઠરાવવામાં આવ્યું છે.

સને ૧૯૧૨ના કાયદામાં એવી મંજુરી રજિસ્ટ્રારની લેવાની ઠરાવવામાં આવી હતી, તે બદલી આ કલમથી તે આપવાની સત્તા ઈન્સ્ટીટયુટને આપવામાં આવી છે; એટલે એ સત્તા રજિસ્ટ્રારને બદલે સહકારમાં રસ લેતા બીન અમલદાર ગ્રહસ્થોના હાથમાં આપવામાં આવી છે. કેટલીક મંડળીઓ આ કાયદામાં જણાવેલા હેતુઓ સિવાયના બીજા કામોમાં એ પસા વાપરી નાખે છે; અને તેથી કાયદામાં જણાવેલા હેતુઓને માટે એ પૈસા વપરાય છે કે નહિ તે બાબત મંડળી પર દેખરેખ રાખવાની જરૂર છે, અને એવી દેખરેખ બરાબર રીતે રાખવા માટે એ સત્તા રજિસ્ટ્રારને બદલે ઇન્સ્ટીટયુટને આપવામાં આવી છે. બધી મંડળીઓ ઇન્સ્ટીટયુટના સભાસદો છે, અને ઈન્સ્ટીટયુટનું કામ પ્રચારનું તેમજ મંડળીઓને સલાહ આપવાનું છે, માટે એ કામ ઇન્સ્ટીટયુટ મારફતે બરાબર થવાનો સંભવ છે એમ લાગવાથી આ ફેરફાર કરવામાં આવ્યો છે.

સને ૧૯૧૨ના કાયદામાં મંડળીને ધર્માદા કામ માટે ચોકખા નફાના દશ ટકા કાઢવાની સત્તા હતી, તે વધારી આ કાયદાથી ૨૦ ટકા કરવામાં આવ્યા છે. તે કાયદામાં એ નાણું ફક્ત ધર્માદા કાર્યમાં વાપરવાનું ઠરાવવામાં આવ્યું હતું; પણ આ કાયદામાં તે ઉપરાંત એ નાણું કોઇ જાહેર અથવા સહકારના કાર્ય માટે વાપરી શકાય એમ ઠેરવવામાં આવ્યું છે.

ધર્માદા દેણગીના કાયદાની બીજી કલમમાં ધર્માદા કાર્યની વ્યાખ્યા આપી છે, તે એવી મતલબની છે કે "ધર્માદા કાર્યમાં" ગરીબોને મદદ, કેળવણી, વૈદિક મદદ, અને સાધારણ જાહેર કાર્યના કોઇપણ હેતુને આગળ વધારનાર કાર્યનો સમાવેશ થાય છે, પણ ધાર્મિક બોધ કે પૂજાના એકલા કાર્યનો સમાવેશ થતો નથી. આ પરથી જણાશેકે આ કલમ પ્રમાણે કાઢેલું નાણું ધાર્મિક બોધ કે પૂજાના કામ માટે વાપરી શકાય નહિ.

Inspection of affairs.

Inquiry by Registrar

43. (1) The Registrar may of his own motion by himself or by a person duly authorised by him in writing in this behalf hold an inquiry into the constitution, working and financial condition of a society.

(2) The Registrar shall hold such an inquiry as is contemplated in sub-section (1) of this section :-

(a) on the requisition of a society, duly authorised by rules made in this behalf to make such requisition, in respect of one of its members, such member being itself a society,

( b ) on the application of a majority of the Committee of the society,

( c ) on the application of ⅓rd of the members of the society.

( 3 ) All officers and members of the society whose affairs are investigated shall furnish such information in their possession in regard to the affairs of the society as the Registrar or the person authorised by the Registrar may require.

( 4 ) The result of any inquiry under this section shall be communicated to the society whose affairs have been investigated.

કામકાજની તપાસ.

કલમ ૪૩મી:—રજિસ્ટ્રારે કરવાની ચોકશીઃ—

(૧) રજીસ્ટ્રાર પોતે પોતાની મેળે અથવા આ અર્થે પોતે લખીને યોગ્ય રીતે અધિકાર આપેલા સખસ મારફત કોઈપણ મંડળીની રચના બાબત તથા તેની નાણાં સંબંધી સ્થિતિ બાબત ચોકશી કરવાને મુખત્યાર છે.

(૨) રજિસ્ટ્રારે આ કલમની પેટા-કલમ (૧) માં જણાવેલી છે, તે પ્રમાણેની ચોકશી :—

(અ) સદરહુ માગણી કરવાને આ અર્થે કરેલી કાનુનો મુજબ યોગ્ય રીતે અધિકાર મળેલી મંડળીની માગણી ઉપરથી, પોતાના સભાસદોમાંનો, આવો એક સભાસદ જાતે મંડળી હોય, તેના સંબંધમાં,

(બ) સદરહુ મંડળીની કમિટિના અડધા ઉપરાંત સભાસદોની અરજ ઉપરથી,

(ક) સદરહુ મંડળીના એક તૃતીયાંશ સભાસદોની અરજ ઉપરથી,

કરવી.

(૩) સદરહુ મંડળીના જે ઓફીસરો તથા સભાસદોના ક  કાજની તપાસણી થઈ હોય તે સઘળા ઑફિસરોએ તથા સ ાસદોએ સદરહુ મંડળીના કામકાજ સબંધી જે માહિતી તેમ . પાસે હોય તે સદરહુ રજિસ્ટ્રાર અથવા રજિસ્ટ્રારે અધિકાર આ .દા સખસ માગે તો આપવી જોઈએ.

(૪) આ કલમ મુજબ કંઈપણ ચોકશી કરવામાં આવી હોય તેનુ પરિણામ જે મંડળીના કામકાજની તપાસણી કરવામાં આવી હોય તે મંડળીને જણાવવું જોઈએ.

જ્યારે મંડળીનું કામકાજ બરાબર ચાલતું ન હોય ત્યારે તેની ચોકશી કરવામાં આવે છે, એ ચોકશી રજિસ્ટ્રાર પોતાની ધ્યાનમાં આવે ત્યારે કોઇપણ મંડળીની કરી શકે છે; અથવા તેમ કરવાનો હુકમ કરી શકે છે. આ કલમ પ્રમાણેની સત્તા આસિસ્ટંટ રજિસ્ટ્રારને પણ આપવામાં આવી છે.

એ ઉપરાંત પેટા–કલમ ૨માં બતાવ્યા પ્રમાણેના સંજોગોમાં મંડળીની ચોકસી કરવાનું રજિસ્ટ્રારને ફરજિઆત છે.

પેટા–કલમ (૨) (અ) નવી છે. એ પેટા–કલમ પ્રમાણે એક મંડળીની બીજી મંડળી સભાસદ હોય ત્યારે તેવી મંડળીના સંબંધમાં ચોકશી કરવાને તે મંડળી રજિસ્ટ્રારને અરજ કરી શકે છે. દાખલા તરીકે ડિસ્ટ્રીકટ બેંક કે જેના સભાસદો મંડળીઓ પણ છે, તેને જો પોતાના મંડળી સભાસદના સંબંધમાં

ચોકશી કરાવવાની જરૂર લાગે તો તે એક તેવી ચોકશી કરવાને રજિસ્ટ્રારને અરજ કરી શકે છે.

સને ૧૯૧૨ના કાયદામાં કલેકટરની અરજ પરથી પણ એવી ચોકશી કરવાની ફરજ રજિસ્ટ્રાર પર નાખવામાં આવી હતી; પણ આ હિલચાલ આગળ વધી છે, અને કલેકટરની હવે દરમિઆનગીરીની જરૂર નહિ હોવાથી તે કાઢી નાખવામાં આવી છે.

પેટા–કલમ ૩થી એવી મંડળીના અમલદારો અને સભાસદો પર ચોકસી કરનાર અમલદારને મંડળીના કામકાજ સંબંધી માહિતી આપવાની ફરજ નાખવામાં આવી છે. એ માહિતી આપવામાં તેઓ જાણી જોઈને ચુક કરે તો તેઓ કલમ ૬૦ (બ) મુજબ ગુન્હાને પાત્ર થાય છે, તથા તેઓ જો ખોટી માહિતી આપે તો ૬૦ (ક) મુજબ ગુન્હાને પાત્ર થાય છે.

એવા ચોકશી કરનાર અમલદારને સાહેદો પર સમન્શ કરી બોલાવવાની તથા તેમની જુબાની લેવાની તેમજ તેઓ પાસે ચોપડા અગર દસ્તાવેજો રજુ કરાવવાની સત્તા છે. જુઓ કલમ ૫૮. તેવા સમન્શનું અપમાન કરી હાજર નહિ થવા માટે અગર જોઇતી માહિતી નહિ આપવા માટે કલમ ૬૦ (ડી) મુજબ ગુન્હો થાય છે.

કસમ આપવા બાબતના કાયદાની કલમ ૪માં એવું ઠરાવવામાં આવ્યું છે, કે જે સખસોને કાયદાથી અગર પક્ષકારોની કબુલતથી સાક્ષી લેવાની સત્તા છે, તેઓ સાક્ષીઓની જુબાની લેતી વખતે તેઓને કસમ આપી શકે છે. એ પરથી જણાશે કે ચોકશી કરનાર અમલદારે ચોકશી કરતી વખતે સાહેદોની જુબાની કસમ પર લેવાની છે.

ઓડીટર હિસાબ તપાસે અને ચોકશી કરનાર અમલદાર ચોકશી કરે એમાં ફેર છે. ઓડીટરને તો હિસાબ બરાબર રાખવામાં આવ્યા છે, કે નહિ, તે જોવાનું છે; જ્યારે ચોકશી કરનાર અમલદારે તો મંડળીનો વહિવટ કેવી રીતે ચલાવવામાં આવ્યો છે, તેની પૂરી તપાસ કરવાની છે. મંડળીની ચોકશી કરવામાં આવે તો તે પરથી પંચ કમિટિએ પોતાની ફરજ બરાબર રીતે અદા કરી છે, કે નહિ તે જણાઇ આવે છે.

આ કલમ પ્રમાણેની ચોકશી કરવા રજિસ્ટ્રાર કોઈ બીજા અમલદાર ગૃહસ્થને પણ નીમી શકે છે, અને તેને તેની મહેનત બદલ આપવાની રકમ ઠેરવી શકે છે; એ ખરચનો બોજો કોના પર પડે તે માટે જુઓ કલમ ૪૫.

જે મંડળી બાબત ચોકશી કરવામાં આવી હોય તે મંડળી પર ચોકશી કરનાર અમલદારનો રિપોર્ટ મોકલી આપવા બાબત પેટા-કલમ ૪ નવી છે.

Inspection of books of indebted society

44. (1) The Registrar may, on the application of a society, inspect or direct some person authorized by him by order in writing in this behalf to inspect the books of the society:

Provided that—

(a) the applicant satisfies the Registrar that the debt is a sum then due, and that he has demanded payment thereof and has not received satisfaction within a reasonable time; and

(b) the applicant deposits with the Registrar such sum as security for the costs of the proposed inspection as the Registrar may require.

(2) The Registrar shall communicate the result of any such inspection to the creditor.

**કલમ ૪૪મી : કરજદાર મંડળીની બુકો તપાસવી :—**

(૧) કોઈ મંડળીના માગનારની અરજી ઉપરથી સદરહુ મંડળીની બુકો તપાસવાને રજિસ્ટ્રાર મુખત્યાર છે, અથવા તેણે આ અર્થે લેખી હુકમ કરીને અધિકાર આપેલા કોઇ સખસને તે તપાસવાને હુકમ કરવાને સદરહુ રજિસ્ટ્રાર મુખત્યાર છે :—

પણ એવું ઠરાવ્યું છે કે :—

(અ) અરજદારે રજિસ્ટ્રારની ખાત્રી કરવી જોઇએ કે કરજની રકમ તે વખતે લહેણી થાય છે, અને તેણે પોતાના કરજની માંગણી કરી છે, અને વાજબી મુદત દરમિઆન તેને કરજની રકમ મળી નથી ; અને

(બ) કરવા ધારેલી તપાસના ખરચના તારણ તરીકે રજિસ્ટ્રાર માગે તે રકમ અરજદારે તેની પાસે અનામત રાખવી જોઇએ.

(૨) રજિસ્ટ્રારે આવી કોઇ તપાસનું પરિણામ સદરહુ માગનારને જણાવવું જોઇએ.

સને ૧૯૧૨ના કાયદામાં આ કલમમાં બતાવેલા સંજોગોમાં કરજદાર મંડળીના દફતર તપાસવાનો હુકમ કરવાનું રજિસ્ટ્રાર પર ફરજિઆત હતું; પણ વ્યવહારિક બાબતોનો વિચાર કરી

રજિસ્ટ્રારે એવો હુકમ કરવો કે નહિ, તે આ કાયદાથી તેની મુનસફી પર રાખ્યું છે.

પંચ કમિટિની વધુ મતિની અરજ ઉપરથી અગર મંડળીના એકતૃતીયાંશ સભાસદોની અરજ ઉપરથી મંડળીની ચોકશી કરવા બાબત કલમ ૪૩મી છે, જ્યારે આ કલમ મંડળીના શાહુકારની અરજ પરથી મંડળીનું દફતર તપાસવા બાબત છે.

કોઇ મંડળીનો શાહુકાર પોતાના રૂપીઆની મંડળી પર માંગણી કરે છતાં યોગ્ય વખતમાં જો તેનાં નાણાં નહિ પતે તો તે રજિસ્ટ્રારને તે મંડળીનું દફતર તપાસવાનો હુકમ કરવા અરજ કરી શકે છે; પણ તે બાબત જે ખરચ થાય એમ હોય તે રકમ તેણે રજિસ્ટ્રારને ત્યાં અનામત મુકવી જોઇએ.

એવો શાહુકાર ઓછામાં ઓછી કેટલી રકમનો હોવો જોઇએ તે આ કલમમાં જણાવેલું નથી ; તેમજ યોગ્ય વખત એટલે કેટલો વખત તે પણ એમાં જણાવેલું નથી ; પણ સાધારણ રીતે ત્રણ અઠવાડીયાં વ્યાજબી વખત ગણાય.

એવા દફતર તપાસનાર અમલદારને શાહેદો પર સમન્શ કરી બોલાવવાની તથા તેમની જુબાની લેવાની તેમજ તેઓ પાસે ચોપડા અગર દસ્તાવેજો રજુ કરાવવાની સત્તા છે. જુઓ કલમ ૫૮; તેમજ એવા સમન્શનું અપમાન કરવાથી ગુન્હો થાય છે. જુઓ કલમ ૬૦ (ડી).

સાહેદોની જુબાની લેતી વખતે કસમ આપવા બાબતમાં જુઓ કલમ ૪૩ પર ટીકા. દફતર તપાસનાર અમલદારના મહેનતાણા બદલ જુઓ કલમ ૪૫.

Cost of inquiry.

45. Where an inquiry is held under section 43 or an inspection is made under section 44 the Registrar may apportion the costs, or such part of the costs, as he may think right, between the society, the members or creditor demanding the inquiry or inspection, the officers or former officers, and the members or past members of the society.

Provided that—

(a) no order of apportionment of the costs shall be made under this section unless the society or persons liable to pay the costs there under has or have been heard or has or have had a reasonable opportunity of being heard;

(b) the Registrar shall state in writing under his own hand the grounds on which the costs are apportioned.

કલમ ૪૫મી: ચોકશીનો ખરચ:—

જ્યારે કલમ ૪૩ની રૂએ ચોકશી કરવામાં આવે અથવા કલમ ૪૪ની રૂએ તપાસ કરવામાં આવે ત્યારે, રજિસ્ટ્રારને તે ચોકશીનો અથવા તપાસનો સઘળો ખરચ અથવા તેનો યોગ્ય દેખાય તેટલો ભાગ, સદરહુ મંડળીને માથે, ચોકશી અથવા તપાસ કરવાની માગણી કરનાર સભાસદોને માથે અથવા માગનારને માથે, હાલના અથવા અગાઉના ઑફિસરોને માથે, અને તે મંડળીના સભાસદો અથવા માજી સભાસદોને માથે ફાળે પડતો નાખવાનો અધિકાર છે.

પણ એવું ઠરાવવામાં આવ્યું છે કે :—

(અ) જે મંડળી અગર સખસોને માથે આ કલમ પ્રમાણેનો ખરચ નાંખવામાં આવે તેને સાંભળ્યા વગર અગર સાંભળવાની તક આપ્યા વગર એવો ખરચનો ફાળો નાખવાનો હુકમ કરવો નહિ;

(બ) એવો ખરચનો ફાળો નાખવાના કારણોની રજિસ્ટ્રાર પોતાને હાથે લેખીત નોંધ કરશે.

કલમ ૪૩ અગર ૪૪ પ્રમાણે કામ કરવાને રજિસ્ટ્રાર કોઈ બીન અમલદારને પણ નીમી શકે, અને તેને આપવાના મહેનતાણાનો બોજો મંડળી પર, તેના સભાસદો પર, દફતર તપાસવાની અરજી કરનાર શાહુકાર પર, તેના અમલદારો પર અગર મંડળીના સભાસદો કે માજી સભાસદો પર નાખી શકે.

"સભાસદો અગર માજી સભાસદો" એ શબ્દો આ કલમમાં નવા ઉમેરવામાં આવ્યા છે; કારણ કે એવા સખસો મંડળીના કામકાજ કે નાણાં સંબંધી સ્થિતિને માટે જવાબદાર હોવાનો સંભવ છે.

કલમ ૪૩ અગર ૪૪ પ્રમાણે થએલા ખરચનો બોજો કોને માથે નાખવો તે ઠેરવવાની સત્તા રજિસ્ટ્રારની છે; અને ચોકશી કરનાર અમલદાર કે દફતર તપાસનાર અમલદારની નથી. રજિસ્ટ્રારના આ હુકમથી નારાજ થનાર સરકારને બે માસની મુદતમાં અપીલ કરી શકે છે. જુઓ કલમ ૬૪ મી.

આ કલમ પ્રમાણે ખરચનો બોજો મંડળીના માજી સભાસદો પર પણ રજિસ્ટ્રાર નાખી શકે છે. એક સભાસદ રાજીનામુ આપે પછી કેટલા વરસ સુધી તેની જવાબદારી રહે છે, તે આ કલમમાં નક્કી કરેલું નથી; કારણકે મંડળીનું કામકાજ કેટલી

વાર ઘણા વરસથી બગડતું આવતું હોય છે, અને મંડળીને કરેલા નુકશાનની જવાબદારીમાંથી તે છટકી નહિ જાય તેથી એવી મુદ્દત બાંધવામાં આવી નથી. મંડળીના હિસાબ દર વર્ષે તપાસવામાં આવે છે, છતાં કેટલીક બાબતો હિસાબ તપાસવામાં વખતે પકડાતી નથી; જો હિસાબ તપાસતી વખતે બધી લુચ્ચાઈઓ પકડાતી હોય તો મંડળીની ચોકશી કરવાનો પણ વખત આવે નહિ. ચોકશી કરવા પરથી એમ જણાય કે અમુક માણસે દગો કીધો છે, તો તે મંડળીમાંથી છુટો થયો છે, એવા બહાના તળે તેને છટકી જવા દેવાનું કંઇ વાજબી કારણ નથી. મંડળીને ખરાબ સ્થિતિમાં લાવનારને માથે ખરચનો બોજો આ કલમ પ્રમાણે નાખવામાં આવે તો તે તદ્દન વ્યાજબી છે.

આ કલમની પેટા કલમ (અ) (બ) માં જે ઠરાવો કરવામાં આવ્યા છે, તે નવા છે. એ ઠરાવોથી જે મંડળી અગર સખસો પર ખરચનો બોજો નાખવામા આવનાર હોય તેઓની હકીક્ત રજિસ્ટ્રારે સાંભળવી જોઈએ, અને જે કારણોથી તેઓ પર ખરચનો બોજો નાખવામાં આવ્યો હોય, તે કારણોની રજિસ્ટ્રારે લેખી નોંધ કરવી જોઇએ.

રજિસ્ટ્રારના હુકમ પર કલમ ૬૪ પ્રમાણે અપીલ થઈ શકે છે. જે અધિકારી અપીલ સાંભળે તે અધિકારીને બરાબર નિર્ણય પર આવવાને સઘળી હકીકતો મળવી જોઇએ, અને તેટલા કારણોથી રજિસ્ટ્રાર પર પોતાનાં કારણો નોંધવાની ફરજ નાંખવામાં આવી છે, તેમજ કોઈ સખસ સામે હુકમ કરવામાં આવે તે પહેલાં તેની કંઇ પણ હકીક્ત હોય તો તે સાંભળવી એ ન્યાયનો મુખ્ય સિદ્ધાંત છે; તેથી તે સખસને તેની સામે હુકમ કર્યા પહેલાં સાંભળવો એવું ફરજિઆત કરવામાં આવ્યું છે.

46. Any sum awarded by way of costs under section 45 may be recovered, on application by the Registrar to a Magistrate having jurisdiction in the place where the person from whom the money if claimable actually and voluntarily resides, or carries on business, by the distress and sale of any moveable property within the limits of the jurisdiction of such Magistrate belonging to such person, and such Magistrate shall proceed to recover the same in the same manner as if it were a fine imposed by himself.

Recovery of costs.

કલમ ૪૬મીઃ ખરચ વસુલ કરવા બાબતઃ—

કલમ ૪૫ની રૂએ જે રકમ ખરચ દાખલ અપાવી હોય તે રકમ, જે સખસની પાસે લેવાની હોય તે જ્યાં ખરેખર અને રાજીખુશીથી રહેતો હોય અથવા ધંધો ચલાવતો હોય તે ઠેકાણે જેની હકુમત હોય એવા માજીસ્ટ્રેટને, રજિસ્ટ્રારે અરજી કરીને એવા માજીસ્ટ્રેટની હકુમતની હદની અંદર એવા સખસની જે જંગમ મિલક્ત હોય તે જપ્ત કરીને તથા વેચીને, વસુલ કરવાનો અધિકાર છે, તથા સદરહુ માજીસ્ટ્રેટે તે રકમ તેણે નાખેલો દંડ હોય તેવીજ રીતે તે વસુલ કરવાને પગલાં લેવા જોઈએ.

કલમ ૪૫ પ્રમાણે અપાવવામાં આવેલો ખરચ કેવી રીતે વસુલ કરવો તે આ કલમમાં જણાવેલું છે.

દંડ વસુલ કરવા માટે મેજીસ્ટ્રેટને લખવાની સત્તા ફક્ત રજિસ્ટ્રારને આપવામાં આવી છે, અને તે બીજા કોઈને આપવામાં આવી નથી.

"અને તે મેજીસ્ટ્રેટે પોતે કરેલા દંડ તરીકે તે રકમ

વસુલ કરવી" એટલો ઠરાવ આ કલમમાં નવો દાખલ કરવામાં આવ્યો છે.

દંડ કેવી રીતે વસુલ કરવો તે ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૩૮૬માં બતાવેલું છે.

*Liquidation and Arbitration*

Winding up

47. If the Registrar, after an inquiry has been held under section 43 or after an inspection has been made under section 44 or on receipt of an application made by three-fourths of the members of a society present at a special general meeting, called for the purpose or of his own motion in the case of a society that has not commenced working, or possesses shares or members' deposits not exceeding Rs 500, is of opinion that the society ought to be wound up, he may issue an order directing it to be wound up, and when necessary, may appoint a liquidator for the purpose and fix his remuneration.

## લિક્વિડેશન તથા લવાદી,

**કલમ ૪૭મી: મંડળી આટોપી દેવા બાબત:--**

કલમ ૪૩ની રૂએ ચોકશી કર્યા પછી અથવા કલમ ૪૪ની રૂએ તપાસ કર્યા પછી અથવા સદરહુ કામ સારૂ બોલાવેલી એકાદી મંડળીની વિશેષ સામાન્ય મિટીંગમાં હાજર રહેલા સભાસદોના ¾ સભાસદોની અરજી આવેથી, અથવા પોતાની મેળે, જે મંડળીએ કામ કરવાનું શરૂ કર્યું ન હોય, અથવા કામ કરવાનું બંધ કર્યું હોય અથવા જેની પાસે ૫૦૦ રૂપીઆથી વધારે હોય નહિ એવા શેર અથવા સભાસદોની

અનામત રકમ હોય તે મંડળીની બાબતમાં, રજિસ્ટ્રારનો એવો અભિપ્રાય થાય કે સદરહુ મંડળીને આટોપી દેવી જોઇએ, તો તેને તે મંડળીને આટોપી દેવાનું ફરમાવનારો હુકમ કરવાનો અધિકાર છે, તથા જરૂર જણાય તો સદરહુ કામ માટે એક લિક્વિડેટર નીમવાનો તથા તેનો મુસારો નક્કી કરવાનો તેને અધિકાર છે.

મંડળીને આટોપી દેવાનો એટલે ફડચામાં લઇ જવાનો હુકમ રજિસ્ટ્રાર કયારે કરી શકે તે આ કલમમાં બતાવેલું છે. મંડળીને ફડચામાં લઇ જવાનો હુકમ કરવાની સત્તા ફક્ત રજિસ્ટ્રારની છે.

એક મંડળીને ફડચામાં લઇ જતાં પહેલાં તે મંડળી બાબત કલમ ૪૩ પ્રમાણે ચોકશી થવી જોઇએ; અગર કલમ ૪૪ પ્રમાણે તેના દફતર તપાસવા જોઇએ; મંડળીના સભાસદો એ બાબતને માટે ખાસ સાધારણ સભા બોલાવે અને તેમાં ત્રણ ચતુર્થાંશ સભાસદો હાજર રહી મંડળી ફડચામાં લઇ જવાનો ઠરાવ કરી રજિસ્ટ્રારને તે બાબત અરજી કરે, તો પણ મંડળી રદ થઇ શકે છે. મંડળીની ખાસ સભા એટલા કારણ માટેજ બોલાવવાનો ઠરાવ આ કલમમાં નવો છે. સને ૧૯૧૨ના કાયદામાં મંડળીના ત્રણચતુર્થાંશ સભાસદો રજિસ્ટ્રારને અરજી કરે તો મંડળી રદ કરવી એમ ઠરાવવામાં આવ્યું હતુ.

રજિસ્ટ્રાર પોતાની મેળે જે મંડળીએ પોતાનું કામ શરૂ કર્યું ન હોય, અગર જે મંડળી કામ કરતી બંધ પડી ગઇ હોય, અગર જે મંડળીમાં સભાસદોના શેરો કે સભાસદોની થાપણ રૂપીઆ ૫૦૦ની ન હોય તે મંડળી રદ કરી શકે છે. આ કલમમાં આટલો ભાગ નવો ઉમેરવામાં આવ્યો છે.

રજિસ્ટ્રાર જ્યારે એક મંડળીને ફડચામાં લઇ જાય છે ત્યારે તેનું જે દેવું લહેણું વગેરે વસુલ કરવાનું હોય છે, તે કરવા માટે તે કોઈ અમલદાર અગર બીન અમલદારને નીમે છે. એવા જે સખસને નીમવામાં આવે તેને લિક્વિડેટર કહેવામાં આવે છે.

લિક્વિડેટરને એ કામ કરવા બદલ મહેનતાણું આગળ પણ આપવામાં આવતું હતું; પણ તેવું મહેનતાણું નક્કી કરવું એવો ઠરાવ કાયદાની આ કલમમાં નવો દાખલ કરવામાં આવ્યો છે.

રજિસ્ટ્રાર એક મંડળીને ફડચામાં લઇ જવાનો હુકમ કરે તો તે હુકમથી નારાજ થનાર કોઇપણ સખસ તે હુકમ સામે બે માસની મુદ્દતમાં સરકારને અપીલ કરી શકે છે. જુઓ કલમ ૬૪.

સને ૧૯૧૨ના કાયદામાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે એ પ્રમાણે બે માસની મુદતમાં જો અપીલ કરવમાં નહિ આવે તો તે મુદત વીત્યા બાદ મંડળી ફડચામાં લઇ જવાનો હુકમ અમલમાં આવે, અને જો એ બે માસની મુદતમાં અપીલ કરવામાં આવે તો અપીલમાં તે હુકમ બહાલ નહિ રહે ત્યાં સુધી તે હુકમ અમલમાં આવે નહિ. એ ઠરાવોને લીધે લિક્વિડેટર બે માસ સુધી મંડળીને ફડચામાં લઇ જવાના હુકમનો અમલ કરી શકતો ન હતો. એ ઠરાવો કાયદાની આ કલમમાંથી કહાડી નાખવામાં આવ્યા છે.

માજી સભાસદોની તથા મૈયત સભાસદોની મિલકત મંડળીના દેવા માટે અમુક મુદત સુધીજ કલમ ૨૮–૨૯ મુજબ જવાબદાર રહે છે, માટે જો મંડળીના સભાસદોને તેમની જવાબદારી પુરી કરી લેવા વીચાર હોય તો તે મુદત ચુકી નહિ જવાય, એ ધ્યાનમાં ખાસ રાખવું જોઇએ.

લિકિવડેટરને સાહેદોને બોલાવી તેઓની જુબાની લેવાની અને દસ્તાવેજો રજુ કરાવવાની સત્તા છે; જુઓ કલમ ૫૮. લિકિવડેટરે સમન્શો કેવી રીતે કાઢવા અને કેવી રીતે બજાવવા એ બાબત કાનુનો કરવાની સત્તા સરકારને છે; જુઓ કલમ ૭૧ (વી).

લિકિવડેટરે પોતાનું કામ કેવી રીતે ચલાવવું તે બાબત કાનુનો કરવાની સરકારને સત્તા છે; જુઓ કલમ ૭૧ (ટી).

લિકિવડેટરના કયા હુકમો સામે અપીલ થઇ શકે, તે નક્કી કરવા માટે કાનુનો કરવાની સરકારને સત્તા છે; જુઓ કમલ ૭૧ (અ-અ).

સને ૧૯૧૨ના કાયદા કરતાં આ કાયદામાં બીજો એક મહત્વનો ફેર કરવામાં આવ્યો છે. તે કાયદામાં આ કલમને લગતી કલમ ૩૯માં એમ ઠરાવવામાં આવ્યું હતું, કે મંડળીની ચોકશી કર્યા પછી અથવા તેનું દફતર તપાસ્યા પછી અથવા મંડળીના ત્રણચતુર્થાંશ સભાસદોની અરજી આવેથી રજિસ્ટ્રારને તે મંડળી બંધ કરવાનું યોગ્ય લાગે તો તે તે મંડળી રદ કરી શકે. આ કાયદામાં જુદી વીધી બતાવવામાં આવી છે. આ કલમ પ્રમાણે રજિસ્ટ્રાર પ્રથમ મંડળીને ફડચામાં લઇ જઇ તેનું કામકાજ આટોપી દેવાનો હુકમ કરી શકે, અને તે મંડળીનુ કામકાજ આટોપાઇ રહયા પછી કલમ ૪૯ પ્રમાણે રજિસ્ટ્રાર તે મંડળી રદ કરવાનો હુકમ કરી શકે, અને તે હુકમની તારીખથી મંડળી રદ થયલી ગણવામાં આવે.

Sceiety may be wound up if membership is reduced

48. Where it is a condition of the registration of a society that it shall consist of at least ten members who are majors, the Registrar may by order in writing direct the society to be wound up, if

at any time it is proved to his satisfaction that the membership has been reduced to less than ten such members.

કલમ ૪૮મી: સભાસદો ઓછા થાય તો મંડળી આટોપી દેવા બાબત:—જ્યારે મંડળી નોંધવા માટે એવી શરત હોય કે તેમાં પુખ્ત ઉંમરના હોય એવા ઓછામાં ઓછા દશ સભાસદો હોવા જોઈએ, ત્યારે જો કોઈપણ વખતે રજિસ્ટ્રારની ખાત્રી થાય એવી રીતે એમ સાબીત કરવામાં આવે કે એવા દશ સભાસદો કરતાં સભાસદો ઓછા થયા છે, તો તે મંડળીને લેખી હુકમ કાઢીને આટોપી દેવાનું ફરમાવવાને મુખત્યાર છે.

કલમ ૭ મુજબ, અમુક મંડળીઓ નોંધવામાં આવે તે વખતે તેમાં ઓછામાં ઓછા પુખ્ત ઉંમરના દશ સભાસદો હોવાની જરૂર છે; તેવી મંડળીઓમાં જો એવા દશ સભાસદો કરતાં શંખ્યા કમી થાય તો તેવી મંડળીઓનું કામકાજ આટોપી દેવાનો હુકમ કરવાની સત્તા રજિસ્ટ્રારને આ કલમથી છે.

આ કલમ પ્રમાણે કરવામાં આવેલા હુકમ સામે અપીલ કરવાનો હક આ કાયદાથી આપવામાં આવ્યો નથી.

Effect of cancellation of registration

49. When the affairs of a society for which a liquidator has been appointed under section 47 have been wound up, or, where no liquidator has been appointed, after two months from the date of an order under section 47, or after confirmation ef such order in appeal, the Registrar shall make an order cancelling the registration of the society, and the society shall be deemed to be dissolved from the date of such order,

કલમ ૪૯મી: નોંધ રદ કર્યાની અસર:—

જે મંડળીના કામકાજો માટે ૪૯મી કલમની રૂએ લિકિવડેટર નીમવામા આવ્યો હોય તે મંડળી આટોપી દેવામાં આવી હોય ત્યારે, અથવા જ્યારે કોઈ પણ લિકિવડેટરની નીમણુંક કરવામાં નહિ આવી હોય ત્યારે ૪૯મી કલમ મુજબના હુકમની તારીખથી બે મહિના પછી, અથવા અપીલમાં આવા હુકમની બહાલી પછી, રજિસ્ટ્રારે સદરહુ મંડળીની નોંધ રદ કરનારો હુકમ કરવો જોઈએ, તથા સદરહુ હુકમની તારીખથી તે મંડળી બંધ કરવામાં આવી છે. એમ ગણવામાં આવશે.

મંડળી કયારે રદ કરવામાં આવેલી ગણાય તે આ કલમમાં જણાવેલુ છે. આ કાયદાથી મંડળીનુ કામકાજ બધું આટોપાઇ રહ્યા પછી તેને રદ કરવાનો હુકમ કરવાનો છે: વધું માટે જુઓ કલમ ૪૭.

મંડળીને ફડચામાં લઇ જવાનો હુકમ કરવામાં આવ્યો હોય, છતા તેના શેરો જપ્તીને પાત્ર થઇ શકે નહિ; કારણકે મંડળી રદ કરવાનો હુકમ બધું કામ આટોપાઇ રહ્યા પછી કરવામાં આવે છે.

મંડળી ફડચામા જાય એટલે સભાસદોને બધાં નાણા તરતજ ભરી દેવાની ફરજ પડે છે, અને તેથી મંડળીમાં નાણાં ધીરે ધીરે ભરવાની સગવડતા તેઓ ખુએ છે, અને એ તેઓને ઘણું ભારે થઇ પડે છે, માટે મંડળી ફડચામાં લઇ જવાનો વખત સભાસદોએ આવવા દેવા જોઇએ નહિ.

મંડળી ફડચામા લઇ જવાની અરજી તે મંડળીના સભાસદો હોય તેઓ કરી શકે છે. માજી સભાસદો અને મૈયત સભાસદોના વારસો એવી અરજી કરી શકે નહિ.

મંડળી પોતાનું કામ બરાબર નહિ કરે તો તેને ફડચામાં લઈ જવાનો હુકમ કરવાની રજિસ્ટ્રારને એક રીતની સત્તા છે. તેમજ મંડળી જે હક્કો ભોગવતી હોય તે હક્કો લઈ લેવાની સરકારને સત્તા છે. જુઓ કલમ ૬૭.

Powers of a liquidator

50. A liquidator appointed under section 47 shall have power with the sanction of the Registrar to do all or any of the following things:—

(a) pay any class or classes of creditors in full;

(b) make any compromise or arrangement with creditors or persons claiming to be creditors or having or alleging themselves to have any claim, present or future, whereby the society may be rendered liable;

(c) to compromise all calls or liabilities to calls and debts, and liabilities capable of resulting in debts and all claims, present or future, certain or contingent, subsisting or supposed to subsist between the society and a contributory or alleged contributory or other debtor or person apprehending liability to the society and all questions in any way relating to or affecting the assets or the winding up of the society on such terms as may be agreed and take any security for the discharge of any such call, liability, debt, or claim and give a complete dischaage in respect thereof;

(d) from time to time to determine the contribution to be made or remaining to be made by the members or past members or by the estates or nominees, heirs or legal representatives of deceased members or by any officer, to the assets of the society, such contribution including debts due from such members or persons :

(e) to institute and defend suits and other legal proceedings on behalf of the society in the name of his office ;

(f) to issue requisitions under section 59 upon the Collector for the recovery as arrears of land revenue of any sum ordered by him to be recovered as dues from members or as a contribution to the assets of the society or to the cost of liquidation :

(g) to get disputes referred to arbitration ;

(h) to investigate all claims against the society and subject to the provisions of this Act to decide questions of priority arising out of such claims, and to pay rateably according to the amount ot such debts, the surplus if any being applied in payment of interest from the date of liquidation at a rate to be fixed by the Registrar and not exceeding the contract rate ;

(i) to determine by what persons and in what proportion the cost of the liquidation shall be borne,

(j) to give such directions in regard to the collection and distribution of the assets of the society as may appear to him to be necessary for winding up the affairs of the society;

(k) to fix the time or times within which creditors shall prove their debts and claims or be included for the benefit of any distribution made before those debts or claims are proved;

(l) to carry on the business of the society so far as may be necessary for the beneficial winding up of the same:

Provided that no liquidator shall determine the contribution, debt or dues to be recovered from a past member or the representative of a deceased member unless opportunity has been given to such past member or to such representative to answer the claim.

કલમ ૫૦મી: લિકિવડેટરની સત્તા:—

૪૭મી કલમની રૂએ નીમાએલા લિકિવડેટરને રજિસ્ટ્રારની સંમતિથી હેઠળની બધી અથવા એમાંની કેટલીક બાબતો કરવાનો અધિકાર છે, એટલે કે:—

(અ) માગનારાઓનાં કોઈપણ વર્ગને અથવા વર્ગોને સંપૂર્ણ નાણાં આપવાનો;

(બ) માગનારાઓ અથવા માગનારાઓ તરીકે દાવો કરનારા સખસો સાથે અથવા હાલમાં અથવા ભવિષ્યમાં કાંઇપણ દાવો હોય એવા અથવા પોતાનો કાંઇપણ દાવો છે, એવું કહેનારા સખસો સાથે, જેથી સદરહુ મંડળી જોખમદાર થાય, તેઓની સાથે માંહેમાંહે સમજુતી કરવાનો અથવા ગોઠવણ કરવાનો;

(ક) બધી ઉઘરાણીઓ અથવા ઉઘરાણીઓ અને કરજની જોખમદારીઓના સમજુતી કરવાનો. તથા જે જોખમદારીઓના પરિણામથી કરજ થાય તે જોખમદારીઓની સમજુતી કરવાનો. સદરહુ મંડળી અને ફાળો આપનાર અથવા કહેવાતા ફાળો આપનાર અથવા બીજા કરજદાર અથવા તે મંડળી તરફની જોખમદારી ની ધાસ્તી રાખનાર સખસ વચ્ચે હોય એવી, અથવા છે, એમ ધારવામાં આવતી, હાલની અથવા ભવિષ્યની, નક્કી અથવા અનિશ્ચિત સઘળી ઉઘરાણીઓની સમજુતી કરવાનો તથા જેવી શરતો પ્રમાણે સંમત થવાય તેવી શરતો પ્રમાણે સદરહુ મંડળીની માલમત્તાને અથવા તેને આટોપી દેવા બાબતને કોઈપણ રીતે સંબંધ ધરાવતા અથવા બાધ કરતા સઘળા સવાલોની સમજુતી કરવાનો તથા આવી કોઈપણ ઉઘરાણીમાંથી, જોખમદારીમાંથી, કરજમાંથી, અથવા દાવામાંથી છોડવવા માટે કોઇપણ તારણ લેવાનો તથા તેના સંબંધમાં સંપૂર્ણ છૂટકારો આપવાનો;

(ડ) સદરહુ મંડળીની માલમત્તામાં, સભાસદોએ અથવા માજી સભાસદોએ અથવા મૈયત સભાસદની ઇસ્ટેટોએ અથવા તેના નીમાએલા સખસોએ, વારસોએ અથવા વારસ વકીલોએ, અથવા કોઇપણ ઓફિસરે, ભરવાનો અથવા ભરવાના બાકી રહેલો ફાળો વખતો વખત નક્કી કરવાનો; સદરહુ ફાળામાં સદરહુ સભાસદો પાસેથી અથવા સખસો પાસેથી લહેણાં નીકળતા કરજનો સમાવેશ થાય છે.

(ઈ) પોતાના હોદ્દાના નામથી, એવી મંડળીની વતી ફરિયાદ માંડવાનો તથા ફરિયાદમાં બચાવ કરવાનો તથા બીજા કાયદાના કામમાં ફરિયાદ કરવાનો તથા બચાવ કરવાનો;

(ફ) તેણે સભાસદો પાસેથી લહેણાં તરીકે અથવા તે મંડળીના માલમત્તાના ફાળા તરીકે અથવા લિકિવડેશન (ફડચા) ના ખરચ તરીકે વસુલ કરવાને હુકમ કરેલી કોઇપણ રકમને જમીન મહેસુલની બાકી તરીકે વસુલ કરવા માટે, ૫૯મી કલમ મુજબ કલેકટર તરફ માગણી કરવાનો;

(ગ) તકરારોને લવાદમાં સોંપવાને;

(હ) મંડળી ઉપર કરેલા સઘળા દાવાની તપાસ કરવાનો અને આ એકટના ઠરાવોને પાત્ર રહીને, સદરહુ દાવામાંથી ઉદ્દભવતા પ્રથમ હક સંબંધી સવાલોનો નીકાલ કરવાનો અને સદરહુ લહેણાની રકમ અનુસાર ફાળો આપવાનો અને જો કાંઇપણ વધારાની રકમ

રહે તો તેને ઠરાવેલા દર કરતાં વધારે નહિ એવો રજિસ્ટ્રાર જે દર ઠરાવે તે દરે લિકિવડેશનની તારીખથી વ્યાજની રકમ આપવામાં વાપરવાનો;

(આઈ) લિકિવડેશનનો ખર્ચ કોણે અને કયા પ્રમાણમાં ખમવો જોઈએ તે નક્કી કરવાનો;

(જે) મંડળીનું કામ આટોપી દેવા સારૂ મંડળીની માલમત્તા એકઠી કરીને વહેંચી આપવા સબંધી પોતાને જરૂર જણાય તે હુકમ કરવાનો;

(કે) જે વખત અથવા વખતો દરમીઆન માગનારાઓએ પોતાનું લહેણું અને દાવા સાબીત કરવા જોઈએ અથવા જે વખત અથવા વખતો દરમિઆન સદરહુ લહેણું અથવા દાવા સાબીત થયાં પહેલાં કરેલી કોઈપણ વહેંચણીના ફાયદા માટે તે માગનારાઓનો સમાવેશ કરવો જોઈએ, તે વખત અથવા વખતો નક્કી કરવાનો;

(એલ) સદરહુ મંડળીને લાભકારી રીતે આટોપી દેવા સારૂ જેટલે સુધી જરૂરનું જણાય તેટલે સુધી તેનું કામકાજ ચલાવવાનો.

પણ એવું ઠરાવવામાં આવ્યું છે કે લિકિવડેટરે કોઈ માજી સભાસદ પાસેથી કે મૈયત સભાસદોના વારસો પાસેથી ફાળો, લેણું, કે બીજી કોઈ રકમ વસુલ કરવાનું, એવા માજી સભાસદને અગર વારસોને તે દાવાનો જવાબ આપવાની તક આપ્યા વગર, નક્કી કરવું નહિ.

આ કલમ પ્રમાણે લિક્વિડેટરે બજાવવાની ફરજો ઘણી અગત્યની છે; પણ તે રજિસ્ટ્રારની મંજુરીથી બજાવવાની છે, એમ ઠેરવવામાં આવ્યું છે. કંપનિ એક્ટ મુજબ જ્યારે લિક્વિડેટર નીમવામાં આવે છે ત્યારે તેણે પોતાની ફરજો કોર્ટની મંજુરી લઈને બજાવવાની હોય છે. સહકારી હિલચાલમાં કોર્ટને સ્થાન નથી, અન કોર્ટને બદલે લિક્વિડેટરે રજિસ્ટ્રારની મંજુરી લેવાની છે.

પેટા કલમ અ, બ, ને ક નવી છે.

મંડળીનું લહેણું વસુલ કરી તે મંડળીના શાહુકારોને આપવા છતાં જો તેનું દેવું પતી રહે નહિ તો લિક્વિડેટરને બાકીની ખોટ માટે સભાસદોપર, માજી સભાસદો પર તેમજ મૈયત સભાસદોના વારસો પર ફાળો કાઢવાની પેટા કલમ ડ પ્રમાણે સત્તા છે.

મંડળી રજિસ્ટર કરાવવાથી, તે મંડળી જ્યારે ફડચામાં જાય છે, ત્યારે તેના સભાસદોને એક ફાયદો છે; અને તે એ છે, કે વગર રજિસ્ટર થએલી મંડળીનો શાહુકાર પોતાના લેહણા માટે મંડળીના કોઈપણ સભાસદપર દાવો માંડી શકે છે, અને તેના એકલાથી પોતાના બધા પૈસા વસુલ કરી શકે છે, અને જો તેની પાસે પૂરી રકમ વસુલ કરવામાં આવી હોય, તો તેને બીજા સભાસદો પર પોતે ભરેલા વધુ રૂપીઆ માટે ફાળો લેવાનો દાવો માંડવો પડે છે. જ્યારે મંડળી રજિસ્ટર કરવામાં આવી હોય, અને તે ફડચામા જાય ત્યારે લિક્વિડેટર તે મંડળીનું લહેણું વસુલ કરી દેવું આપે છે, અને તેમાં ખોટ માલમ પડે છે તો સભાસદો, અને મૈયત સભાસદેના વારસો પર તે ફાળો કાઢે છે.

સને ૧૯૧૨ના કાયદામાં મૈયત સભાસદોની મિલ્કત પર કે તેના વારસ વકીલો પર ફાળો કાઢવાનું સ્પષ્ટ ન હતું, તે આ પેટા-કલમ (ડ)મા સ્પષ્ટ કરવામાં આવ્યું છે.

સને ૧૯૧૨ના કાયદાથી લિકિવડેટરે મંડળીને આવતી ખોટને માટે સભાસદો પર એકી વખતે ફાળો નાંખવાનો હતો; પણ ખરી રીતે જોતાં જે સભાસદોએ મંડળીમાંથી નાણાં કરજે લીધાં હોય, તેઓનાથી જ્યાં સુધી ખોટના રૂપીઆ વસુલ નહિ થઇ શકે એવું હોય ત્યાં સુધી જે સભાસદોએ નાણાં કરજે નહિ લીધાં હોય તેઓના પર એ બોજો અનિયમિત જવાબદારીને આધારે પડવો જોઇએ નહિ અને તેથી લિકિવડેટર ફરી ફરી તે ખોટને માટે ફાળો કાઢી શકે તે હેતુથી "વખતોવખત" શબ્દો પેટા-કલમ (ડ)માં ઉમેરવામા આવ્યા છે.

આ પેટા-કલમ પ્રમાણે જે ફાળો કાઢવાનો છે, તેમાં સભાસદોને મંડળીનું જે કાંઇ દેવું હોય, તેનો સમાવેશ કરવામાં આવ્યો છે. જ્યારે સને ૧૯૧૨ના કાયદા પ્રમાણે તેમ કરવાની લિકિવડેટરને સત્તા હતી નહિ.

પેટા-કલમ (ડ)માં લિકિવડેટરે ફાળો કાઢવો એમ જણાવેલું છે; પણ એ ફાળો કયા ધોરણે કાઢવાનો છે, તે જણાવ્યું નથી. આ સવાલ નિયમિત જવાબદારીવાળી મંડળીમાં જો શેરોનાં નાણાં પૂરા ભરી દેવામાં આવ્યા હોય તો ઉઠતો નથી. એવી મંડળીમાં શેરોના નાણાં ભરવાના બાકી હોય તો તે બાકી રકમ પૂરતી જવાબદારી સભાસદોને માથે રહે છે. અનિયમિત જવાબદારીવાળી મંડળીમાં એ સવાલ ઉઠે છે; અનિયમિત જવાબદારીવાળી મંડળી શેરોની થાપણવાળી અને શેરોની થાપણ વગરની હોય છે.

શેરોની થાપણવાળી અનિયમિત જવાબદારીવાળી મંડળીમાં ખોટનો ફાળો સભાસદે ધારણ કરેલા શેરોની સંખ્યાના પ્રમાણમાં

નાખવાનો છે, કે સરખો નાખવાનો છે, તે આમાં સ્પષ્ટ નથી; પણ બધા સભાસદોની જવાબદારી સરખી હોવાથી બધા પર એક સરખો ફાળો કાઢવો જોઇએ, અને તેણે ધારણ કરેલા શેરોની સંખ્યા પર આધાર રાખવો જોઇએ નહિ, તેનું કારણ એક એ પણ છે, કે જે સભાસદે વધારે શેરો ધારણ કરેલા હોય છે, તે સભાસદને તેના શેરોની મુડીની પણ ભારે ખોટ જાય છે.

શેરોની થાપણ વગરની અનિયમિત જવાબદારીવાળી મંડળીમાં સભાસદો પર શું ધોરણે ફાળો નાખવો તે પણ આ કલમમાં સ્પષ્ટ નથી; પણ સાધારણ રીતે એક માણસ પર એ સઘળો બોજો નાખી દેવો જોઇએ નહિ; પણ બધા સભાસદો પર સરખો ફાળો કાઢવો કે મંડળી તરફ તેઓની બેવફાદારીના પ્રમાણમાં કાઢવો એ લિકવીડેટરે વિચારવાનું છે માજી સભાસદો પર અને મૈયત સભાસદોના વારસો પર એ ફાળો તાકીદે કાઢવો જોઇએ; કારણ કે મંડળીના દેવા માટે તેઓની જવાબદારી અમુક મુદતે ખતમ થાય છે. તેઓની જવાબદારી તેઓ મંડળીમાં સભાસદો રહ્યા હોય, ત્યાંસુધીના દેવા માટે છે; એટલે તેઓ જે વરસ સુધી મંડળીમાં સભાસદો રહ્યા હોય તે વરસના હિસાબના સરવાયા પર આધાર રાખી તેઓ પર ફાળો કાઢવો જોઇએ.

લિકિવડેટરે સભાસદો પર તેઓના દેવા માટે જે ફાળો કાઢવાનો છે, તેને મુદતના કાયદાની હરકત નડે છે કે કેમ તે મહત્ત્વનો સવાલ છે; પણ મુદતના કાયદાના ઉપોદ્‌ઘાતમાં એમ જણાવેલું છે, કે તે કાયદો કોર્ટમાં આપવાના દાવા, અપીલો અને કેટલીક અરજીઓને માટે કરવામાં આવ્યો છે, તે પરથી એમ કહી શકાય કે સભાસદ પાસે મંડળીનું જો કંઇ લહેણું હોય તો તે લહેણું મુદત વીતી ગયા પછી પણ લિકિવડેટર વસુલ કરી શકે છે; કારણ કે તે કાયદો ફક્ત કોર્ટને લગતા કામોને માટે કરવામાં આવ્યો છે.

પેટા-કલમ (એફ)—લિકિવડેટર ફડચામાં ગએલી મંડળીના સભાસદ પાસે જે લહેણું કાઢે અથવા તેના પર જે ફાળો નાંખે તે વસુલ કરવાની વિધિ આ પેટા કલમમાં બતાવી છે. લિકિવડેટરે ફડચામાં ગએલી મંડળીના સભાસદો પર વસુલ કરવાને કાઢેલા હુકમોનાં નાણાં જમીન મહેસુલની બાકી તરીકે વસુલ કરવા બાબત જમીન મહેસુલના કાયદામાં એક કલમ દાખલ કરવામાં આવી હતી. હવે તે મતલબની કલમ આ કાયદામાં દાખલ કરવામાં આવી છે.

લિકિવડેટરે એ હુકમો રજિસ્ટ્રાર પર મોકલવાના છે, અને તેમના સર્ટિફિકેટ સાથે તે કલેકટર પર મોકલી આપવાના છે; જે પોતાના અમલદારો મારફતે એ હુકમના રૂપીઆ જમીન મહેસુલની બાકી તરીકે લિકિવડેટરને વસુલ કરી આપે છે.

હપ્તા : લિકિવડેટરે કોઈ સભાસદ પર કાઢેલું લહેણું જો રૂ૦ ૧૦૦ કરતાં વધારે હોય તો તે હપ્તાથી વસુલ કરવા માટેની કલમ આ કાયદામાં દાખલ કરવા ધારાસભામાં ભારે ચર્ચા થઇ હતી, પણ તેવી કોઈ કલમ દાખલ કરવામાં આવી નથી; એટલે લિકિવડેટર પોતે લહેણી કાઢેલી રકમના હપ્તા કરી શકે નહિ; કારણ કે મંડળી અને તેના સભાસદ વચ્ચે શાહુકાર અને દેણદારનો સંબંધ નથી. વળી ઘણીખરી મંડળીઓને ફડચામાં લઇ જવાનું કારણજ એ હોય છે, કે તેના સભાસદો લાંબો વખત સુધી મંડળીના લહેણા પૈસા ભરતા નથી; અને તેથી લિકિવડેટરને જો હપ્તા કરવાની સત્તા આપવામાં આવે તો તેથી વખતસર નાણાં નહિ ભરનારને ઉત્તેજન મળે, અને જે સભાસદો ઘણાં વરસો સુધી મંડળીમાં નાણાં નહિ ભરતા હોય તેઓ પર જો મંડળીનાં નાણાં એકદમ ભરવાની ફરજ પાડવામાં નહિ આવે તો તે મંડળીની આસપાસનાં ગામોની મંડળીવાળાને પણ પોતાની મંડળીના પૈસા નહિ ભરવાની ટેવ

પડે, અને મંડળીના પૈસા વખતસર તેઓ ભરે નહિ; કારણ કે તેઓ એવું સમજે, કે મંડળી ફડચામાં જશે તોપણ તેઓ પોતાનું દેવું હપ્તે હપ્તે આપી શકશે. વળી એથી બેન્કો અને મંડળીના બીજા શાહુકારોની સ્થિતિ પણ કફોડી થવાનો સંભવ છે. મંડળી ચાલતી હોય ત્યારે તેઓને પોતાનાં નાણાં વખતસર મળે નહિ, અને મંડળી ફડચામાં જાય ત્યારે જો લિક્વિડેટરને હપ્તા કરવાની સત્તા હોય તો તેઓને કેટલાક વરસો સુધી પોતાનાં નાણાં માટે થોભવું પડે, અને તેથી બરાબર નહિ ચાલતી મંડળીઓને બેન્કો અને શાહુકારો પોતાનાં નાણાં ધીરતાં અટકી જાય; અગર તેઓ ભારે વ્યાજ માગે, તેમજ લિક્વિડેશનનું કામકાજ લંબાયા કરે. સભાસદોને નાણાં ભરવાને ઘણી તકો આપ્યા પછી આખરે મંડળી ફડચામાં લઇ જવામાં આવે છે, અને ત્યાર પછી પણ સભાસદો હપ્તે નાણાં આપવા માગે તો લિક્વિડેશનનો પણ છેડો આવે નહિ, અને મંડળીના હિતને નુકશાન કરનાર સભાસદોને ઉત્તેજન મળે. વળી લિક્વિડેશનનું કામ લંબાય તો તે દરમિઆન કેટલાક સભાસદો પોતાની મિલકત પણ તફરકે કરે અને જો તેમ થાય તો મંડળીના પૈસા વસુલ થાય નહિ; અને તેથી અનિયમિત જવાબદારીવાળી મંડળીમાં બીજા સભાસદોને સહન કરવું પડે.

પેટા–કલમ (જી).—લિક્વિડેટરને તકરારી બાબતોનો નીકાલ કરવા લવાદને સોંપવાની સત્તા આ પેટા કલમથી આપવામાં આવી છે, તે નવી છે.

પેટા–કલમ (હ). આ પેટા કલમમાં ફડચામાં ગએલી મંડળીના શાહુકારોને વ્યાજ આપવા બાબત ઠરાવ કરવામાં આવ્યો છે. એ વ્યાજ મંડળીની બાકી સીલકમાંથી આપવાનું ઠરાવવામાં આવ્યું છે; અને મંડળીમાં બાકી સિલક હોય, ત્યાં સુધી શાહુકારોને વ્યાજ આપવું વ્યાજબી છે. એ વ્યાજ મંડળી ફડચામાં લઇ જવામાં

આવી હોય તે તારીખથી શાહુકારના નાણાં પતાવવામાં આવે ત્યાં સુધીને માટે ઠરાવેલા દર કરતાં વધારે નહિ એવો જે દર રજિસ્ટ્રાર ઠરાવે તે દરે શાહુકારોને વ્યાજ આપવાનું છે.

શાહુકારોને અને ત્યાં સુધી તેમના ઠરાવેલા દરે વ્યાજ આપવાનું છે, અને તેનું કારણ એ છે, કે જો તે પ્રમાણે વ્યાજ આપવામાં નહિ આવે તો શાહુકારો મંડળીઓને પૈસા ધીરતા અટકી જાય.

પેટા-કલમ (કે).—આ પેટા-કલમ નવી છે, અને તે મંડળીના શાહુકારોએ પોતાનું લહેણું કેટલી મુદતમાં સાબીત કરવું તે બાબત છે. એ બાબતનો કાનુનોમાં સમાવેશ કરવામાં આવ્યો હતો, અને તેને બદલે હવે એ બાબત કાયદામાં દાખલ કરવામાં આવી છે.

પેટા-કલમ (એલ).—સને ૧૯૧૨ના કાયદાથી લિકિવડેટરને મંડળીનો ધંધો ચાલુ રાખવાની સત્તા હતી નહી; પણ હવે આ પેટા-કલમથી મંડળીને આટોપી દેવા જતાં જેટલો ધંધો મંડળીના લાભને માટે કરવાની લિકિવડેટરને જરૂર લાગે તેટલો ધંધો કરવાની લિકિવડેટરને સત્તા મળી છે.

લિકિવડેટરની સત્તા પર અંકુશ—આ કલમથી લિકિવડેટરને ઘણી સત્તા મળી છે. મંડળીમાં ખુટતાં નાણાં માટે ફાળો કોણે આપવાનો છે, તે લિકિવડેટરે નક્કી કરવાનું છે, અને એ સત્તા પર જો દાબ મુકવામાં નહી આવે તો કેટલાકને ભારે થઇ પડે, અને તેટલા માટે માજી સભાસદ અગર મૈયત સભાસદના વારસોને માથે કંઇ પણ બોજો મુકવામાં આવનાર હોય તો તેઓની તકરાર સાંભળ્યા વગર તેમ કરવું નહી, એમ આ કલમમાં ઠરાવ્યું છે,

લિકિવડેટરે કઇ રીતે કામ ચલાવવું, તે બાબત કાનુનો કરવાની સ્થાનીક સરકારને સત્તા છે. જુઓ કલમ ૭૧ (ટી).

50A. (1) Where, in the course of the winding up of a society it appears that any person who has tak.n part in the organization or management of the society or any past or present chairman, secretary, member of the managing committee or officer of the society has misapplied or retained or become liable or accountable for any money or property of the society or has been guilty of misfeasance or breach of trust in relation to the society, the Registrar may, on the application of the liquidator or of any creditor or contributory examine into the conduct of such person and make an order requiring him to repay or restore the money or property or any part thereof respectively with interest at such rate as the Registrar thinks just or to contribute such sum to the assets of the society by way of compensation in regard to the misapplication, retainer, misfeasance or breach of trust as the Registrar thinks just.

Power of Registrar to assess damages against delinquent promotors etc.

(2) This section shall apply notwithstanding that the act is one for which the offender may be criminally responsible.

કલમ ૫૦ (અ). ઉતેજન આપનારા અપરાધી સભાસદ વગેરે સામે નુકસાની ઠરાવવાનો રજિસ્ટ્રારનો અધિકાર: —

કોઈપણ મંડળીને આટોપી દેવા દરમિયાન, જે કોઈપણ સખસે સદરહુ મંડળીની સ્થાપના અથવા વ્યવસ્થામાં ભાગ લીધો હોય તે સખસે, અથવા કોઈપણ માજી અથવા હાલના ચેરમેને, સેક્રેટરીએ, મેનેજીંગ કમિટિના સભાસદે, અથવા સદરહુ મંડળીના ઑફીસરે સદરહુ મંડળીના કોઈપણ નાણાં અથવા મિલ્કતનો ખોટો ઉપયોગ કર્યો છે અથવા તે નાણાં અથવા તે મિલ્કત તેણે અટકાવી છે અથવા તે નાણા અથવા મિલ્કત માટે જોખમદાર થયો છે અથવા જવાબદાર થયો છે અથવા સદરહુ મંડળીના સંબંધમાં ગેરકૃત્ય બદલ ગુન્હેગાર થયો છે અથવા વિશ્વાસભંગ માટે ગુન્હેગાર થયો છે એમ માલમ પડે તો, રજિસ્ટ્રાર, લિકિવડેટરની અથવા કોઈપણ માગનારની અથવા ફાળો આપનારની અરજી ઉપરથી, સદરહુ સખસની વર્તણુંકમાં તપાસ કરવાને મુખત્યાર છે, તથા રજિસ્ટ્રારને વાજબી લાગે તેવા દરે વ્યાજ સાથે સદરહુ નાણાં અથવા મિલ્કત અથવા તેનો કોઈપણ ભાગ અનુક્રમે ભરી આપવાનો અથવા પાછો આપવાનો અથવા સદરહુ રજિસ્ટ્રારને, વાજબી લાગે તેવી રકમ, સદરહુ ગેરઉપયોગ, અટકાવ, ગેરકૃત્ય અથવા વિશ્વાસભગના સંબંધમાં બદલા તરીકે સદરહુ મડળીની માલમત્તામાં આપવાને તેને ફરમાવવાનો હુકમ કરવાનો અધિકાર છે.

(૨) આ કલમ, સદરહુ કૃત્ય એવું છે, કે જેને માટે તે ગુન્હેગાર ફોજદારી રીતે જવાબદાર થઈ શકે એમ હોય છતાં, લાગુ પડશે.

આ કલમ નવી છે; એ પરથી જણાશે કે આ કલમથી કંઈ ગુન્હાનો નવો પ્રકાર ઉભો કરવામાં આવ્યો નથી; પણ જ્યારે મંડળી ફડચામાં લઈ જવામાં આવી હોય, ત્યારે જો એમ માલમ

પડે કે મંડળી સાથે કોઇ રીતે પણ સંબંધ ધરાવતો કોઇ સખસ મંડળીનાં નાણાં ઉચાપત કરી ગયો છે; અથવા તે મંડળીનાં નાણાં પોતાની પાસે રાખી રહ્યો છે; અથવા તેણે કોઇ રીતનો વીશ્વાસઘાત કર્યો છે, તો તેણે તે નાણાં પાછાં આપવા અગર નુકસાની ભરી આપવી એવો હુકમ કરવાને રજિસ્ટ્રારને સત્તા આપવાની આ કલમ છે.

આ કલમથી એવા સખસને કંઇ કોર્ટમાં ઘસડી જવાનો નથી; કે તેના પર ફોજદારી રાહે કામ ચલાવવાનું નથી; પણ તે જે પૈસા ખાઇ ગયો હોય તે પૈસા તેની પાસે પાછા મેળવવા માટે રજિસ્ટ્રારે હુકમ કરવાનો છે.

જ્યારે લિકિવડેટર અથવા મંડળીનો કોઇ શાહુકાર રજિસ્ટ્રારને અરજ કરે, અને રજિસ્ટ્રારની ખાત્રી થાય ત્યારેજ આ કલમ પ્રમાણે પૈસા પાછા આપવાનો હુકમ કરવાનો છે; અથવા નુકસાની ભરી આપવાનો હુકમ કરવાનો છે. આ કલમથી નિર્દોષ માણસોને કંઇ નુકસાન થવાનો ભય રાખવાનું કારણ નથી.

મંડળીને થતું નુકસાન આ કલમથી અટકાવી શકાય છે; તેમજ થએલું નુકસાન ભરપાઇ કરી શકાય છે.

નુકસાન થતું એ રીતે અટકાવી શકાય છે, કે મંડળીના સભાસદો તથા અમલદારો હંમેશ આ કલમની બીકથી ચેતતા રહે છે, અને તેઓ જાણે છે, કે જો તેઓ આડા જશે તો રજિસ્ટ્રાર તેમના કૃત્યનો જવાબ માગશે. આથી મંડળીના સભાસદો તથા અમલદારો અપ્રામાણિક થતા અટકે એમ છે. આ કલમ બેદરકાર અને અપ્રમાણિક સભાસદો તથા અમલદારો માટે છે, અને તેથી પ્રમાણિક માણસોએ કંઇ બીહવાનું કારણ નથી. આ કલમની બીકથી સભાસદો અપ્રમાણિક થતાં અટકે છે; જે આ હિલચાલને લાભ કર્તા છે. આ કલમમાં બતાવેલી હકીગતમાં રજિસ્ટ્રાર જો [illegible]

હુકમ કરે તો મંડળીને થએલું નુકસાન ભરપાઈ થઇ શકે છે. આથી મંડળીને આટોપવાનું કામ જલદી ચાલે છે, અને જો એવી બાબતો કોર્ટમાં લઇ જવાની હોય તો લડતમાં વર્ષોના વર્ષો વીતી જાય.

આ કલમ પ્રમાણે અમલ કરવો કે કેમ એ તો રજિસ્ટ્રારની મુનસફી પર રહેલું છે, અને જો કંઇ સવાલ રજિસ્ટ્રારને ગુંચવાડાભરેલો લાગે તો રજિસ્ટ્રાર આ કલમનો અમલ કરવા ના પણ કહે. વળી રજિસ્ટ્રાર આ કલમનો અમલ પોતાની મેળે કરી શકે તેમ નથી ; પણ લિકિવડેટર કે મંડળીના શાહુકારની અરજી આવી હોય તોજ તે અમલ કરી શકે છે.

Bar of suit in winding up and dissolution matters.

51. Save in so far as is expressly provided in this Act no civil court shall take cognizance of any matter connected with the winding up or dissolution of a society under this Act and when a winding up order has been made no suit or other legal proceeding shall lie or be proceeded with against the society except by leave of the Registrar and subject to such terms as he may impose.

કલમ ૫૧મી : આટોપી દેવાની અને કામ બંધ કરવાની બાબતોમાં ફરિયાદીનો પ્રતિબંધ :—આ ઍક્ટમાં જેટલે દરજ્જે સ્પષ્ટ રીતે ઠરાવવામાં આવ્યું હોય તે સિવાય, કોઈ પણ દિવાની કોર્ટે, આ ઍક્ટની રૂએ કોઈ પણ મંડળીને આટોપી દેવા સાથે અથવા તેનું કામ બંધ કરવા સાથે સંબંધ ધરાવતી કોઈ પણ બાબતની તપાસ કરવી નહિ, અને આટોપી દેવાનો હુકમ કરવામાં આવ્યો હોય ત્યારે, રજિસ્ટ્રારની પરવાનગી સિવાય

**તથા તે નાખે એવી શરતોને પાત્ર હોય તે સિવાય સદરહુ મંડળીની સામે કોઈ પણ ફરિઆદ અથવા બીજું કાયદેસર કામ થઈ શકશે નહિ; અથવા કોઇ પણ ફરિઆદ અથવા બીજું કાયદેસર કામ ચલાવવા દેવામાં આવશે નહિ.**

આ કલમ નવી છે. મંડળી જ્યારે ફડચામાં ગઈ હોય ત્યારે તે મંડળીની કોઇપણ બાબતને રજિસ્ટ્રારની પરવાનગી શિવાય દિવાની કોર્ટે નહિ લઈ જવા બાબત આ કલમ છે. જેમ બને તેમ મંડળીઓને લગતી બાબતો કોર્ટમાં ઓછી જાય એમ કરવાનો આ કાયદાનો હેતુ છે. આ કલમ સભાસદો તથા બીન સભાસદોને પણ લાગુ પડે છે.

આ કલમમાં "બીજું કાયદેસર કામ ચલાવવા દેવામાં આવશે નહિ" એવા શબ્દો વાપરવામાં આવ્યા છે; એટલે આ કાયદો અમલમાં આવ્યો તે પહેલાં જે દાવાઓ ચાલુ હોય તે દાવાઓ પણ ચલાવવા નહિ, એવો એનો અર્થ થાય છે; જ્યારે કલમ ૭૨ની પેટા-કલમ ૨માં એમ જણાવવામાં આવ્યું છે, કે જે દાવાઓ વગેરે સને ૧૯૦૪ અગર ૧૯૧૨ના કાયદા અન્વયે માંડવામાં આવ્યા હોય તે આ કાયદા પ્રમાણે માંડવામાં આવ્યા છે, એમ ગણી લેવાનું છે.

જો મંડળીઓને લગતી બાબતો કોર્ટમાં લઈ જવા દેવામાં આવે તો મંડળીનું કામકાજ આટોપવામાં નકામી ઘણી ઢીલ થાય. અને મંડળીને ભારે ખરચમાં ઉતરવું પડે, અને વખતે મંડળીનું અનામત ભંડોળ પણ લડતમાં પૂરું થઈ જાય, અને આખી હિલચાલનો હેતુ નિષ્ફળ જાય. એવા કારણોથી મંડળીને લગતી બાબતો કોર્ટમા નહિ લઇ જવાનું ઠેરવવામાં આવ્યું છે.

લિક્વિડેટરે જે હુકમો કરવાના છે, તે કલમ ૫૦ પ્રમાણે રજિસ્ટ્રારની મંજુરીથી કરવાના છે; અને કલમ ૫૦ પ્રમાણે

કરવામાં આવેલા હુકમો પર સરકારને બે માસની મુદતમાં અપીલ થઇ શકે છે; જુઓ, કલમ ૬૪.

એક સ્ટોર મંડળીને ફડચામાં લઇ જવામાં આવી હતી. તે મંડળીમાં ખુટતી કેટલીક ચીજોના રૂપીઆ વસુલ કરવાને માટે લિક્વિડેટરે તે મંડળીના પ્રમુખ પર હુકમ કાઢ્યો હતો, અને તે હુકમની બજાવણી કરવાની લિક્વિડેટરે તેને ખબર આપી હતી. તે પરથી ચેરમેને લિક્વિડેટર પર દિવાની કોર્ટમાં એવી મતલબનો દાવો કર્યો કે લિક્વિડેટરે જે હુકમ કર્યો છે, તે કરવાની તેને સત્તા ન હતી, અને તેથી તે હુકમની બજાવણી કરતાં તેને અટકાવવો જોઇએ. પહેલી કોર્ટે તે દાવો પોતાને સાંભળવાનો અધિકાર નથી, એમ કહી રદ કર્યો હતો. પણ પહેલી અપીલમાં તે હુકમ ડિસ્ટ્રિક્ટ જડજે ફેરવી નાખ્યો હતો, તે એવું ગણીને કે લિક્વિડેટરે જે હુકમ કાઢવાનો છે, તે આ કાયદાના અન્વયે કાઢવાનો છે, અને લિક્વિડેટરનો હુકમ જો તદ્દન ગેરકાયદેસર હોય તો તે મંડળી આટોપવાના કામમાં કરવામાં આવ્યો છે, એમ ગણી શકાય નહિ. કાયદાથી મળેલી સત્તાની બહાર જઇ તે જો કોઇ હુકમ કાઢે તો તે ગેરકાયદેસરનો ગણાય, અને તે મંડળી આટોપવાના કામમાં કરેલો ગણાય નહિ, અને તેથી દિવાની કોર્ટની હકુમત જતી રહે નહિ, એમ કહી તે કોર્ટે પૂરાવા પરથી એમ ઠરાવ્યું કે જે માલ ગયો છે તે મંડળીના પ્રમુખના કબજામાં હતો નહિ; પણ તે ખોવાઇ ગયો હતો; છતાં તેની બેદરકારીને લીધે તેના પર જોખમદારી નાખવામાં આવી હતી, અને એવી રીતનો હુકમ કરવાની લિક્વિડેટરને સત્તા હતી નહિ, અને તેથી દિવાની કોર્ટની હકુમત જતી રહેતી નથી. પણ એ ચુકાદો હાઇકોર્ટે ફેરવી નાખ્યો, અને હાઇકોર્ટના નામદાર વડા જડજે પોતાના ફેંસલામાં જણાવ્યું કે સને ૧૯૧૨ના કાયદાની કલમ ૪૨ (૨) (ઇ) પ્રમાણે (જેને લગતી આ કાયદામાં

લિકિવડેટર જે હુકમ કહાડે તે હુકમની બજાવણી કરવાની દિવાની કોર્ટની કલમ ૫૯ મુજબ ફરજ છે, અને દિવાની કોર્ટના બજાવણી કાઢવાના એવા હુકમ પર અપીલ થઇ શકે નહિ; કારણ કે કાયદાથી એવી અપીલનો હક આપવામાં આવ્યો નથી. એક મંડળી ફડચામાં ગયા પછી તેના લિકિવડેટરે તેના સભાસદો પાસે દરેકના લહેણા પુરતો ગીરો દસ્તાવેજ કરાવી લીધો હતો, અને ત્યાર પછી લિકિવડેટરે એવો હુકમ કહાડયો કે મંડળીના બધા દેવા માટે મંડળીનો દરેક દેણદાર જાતે તેમજ બધાના ભેગો જવાબદાર છે, અને એ હુકમની બજાવણી તેણે દિવાની કોર્ટ મારફતે કરવા માંડી, અને કોર્ટે તેમ કરવાનો હુકમ કર્યો, તે હુકમ સામે ડિસ્ટ્રિકટ જડજને અપીલ કરવામાં આવી, જે તેણે રદ કરી. પછી હાઇકોર્ટને અપીલ કરવામાં આવી, ત્યાં દેણદારો તરફથી એવી તકરાર લેવામાં આવી કે લિકિવડેટરે દરેક દેણદારને માથે એક બીજાની દેવાની સઘળી જોખમદારી નાખી તે તદ્દન ગેરકાયદેસર છે, અને ખાસ કરીને આ કેસમાં તેણે દરેક દેણદાર પાસે તેના દેવા પુરતો ગીરો દસ્તાવેજ કરાવી લીધો હતો, માટે તેણે એ પ્રમાણે કરવું જોઇતું ન હતું. લિકિવડેટર તરફથી તકરાર લેવામાં આવી કે દિવાની કોર્ટે લિકિવડેટરના હુકમની બજાવણી કરવાની છે, અને તે હુકમ ખરો છે, કે ખોટો છે, તે જોવાનું નથી, અને દિવાની કોર્ટ બજાવણીનો હુકમ કરે તે પર ડિસ્ટ્રિકટ જડજને અપીલ થઇ શકે નહિ, અને તેથી તેવા હુકમ પર હાઇકોર્ટને પણ અપીલ થઈ શકે નહિ. તે પરથી હાઇકોર્ટે ઠરાવ્યું કે જો લિકિવડેટરે કરેલો હુકમ તેને કાયદાથી મળેલી સત્તાની અંદર આવી શકતો હોય તો દિવાની કોર્ટે તે હુકમ બજાવવોજ જોઇએ, અને તે હુકમ પર અપીલ થઇ શકે નહિ; કારણ કે આ કાયદાની નેમજ એવી છે, કે આ કાયદાને લગતી બાબતો કોર્ટમાં લઇ જવી જોઈએ નહિ. અમને એમ લાગે છે, કે લિકવીડેટરે જે હુકમ કહાડી સઘળાને એકબીજાના ગીરો

માટે જવાબદાર ગણ્યા છે, તે બરાબર નથી, અને જો મંડળીનું દેવું પતાવવા તેને નાણાં ખુટતાં માલમ પડયા હોય તો તેણે દરેકને માથે ફાળો નાખવો જોઇતો હતો; છતાં લિકિવડેટરનો હુકમ તેને કાયદાથી મળેલી સત્તાની બહારનો નહી હોવાથી દીવાની કોર્ટે બજાવણી કરવા જે હુકમ કર્યો હોય, તે પર અપીલ થઇ શકે નહી.

મથુરા પ્રસાદ વી૦ શીવબાલકરામ ઇંડીઅન લૉ રીપોર્ટસ ૪૦ અલ્હાબાદ પા. ૮૯=૪૨ ઇંડીઅન કેસીસ પા. ૯૬૮.

લિકિવડેટરનો હુકમ ખોટો અને વગર હકુમતે કરેલો છે અને તેથી તે બજી શકે નહિ, એમ ઠરાવવાનો દાવો દિવાની કોર્ટમાં લાવી શકાય નહી.

બીની માધોસીંહ વી૦ દિવારા બેંકના લિકિવડેટર ૪૪ ઇંડીઅન કેસીસ પા૦ ૩૫૩.

Disposal of surplus assets.

52. After all the liabilities including the paid up share capital of a cancelled society have been met the surplus assets shall not be divided amongst its members but they shall be devoted to any object or objects described in the bylaws of the society and when no object is so described to any object of public utility determined by the general meeting of the society and approved by the Registrar or they may in consultation with them either be assigned by the Registrar in whole or in part to any or all of the following :—

(a) an object of public utility of local or communal interest,

(b) a charitable purpose as defined in section 2 of the Charitable Endowments Act, 1890,

(c) the Bombay Central Co-operative Institute, or

may be placed on deposit with a Central Co-operative Bank until such time as a new society with similar conditions is registered when with the consent of the Registrar such surplus may be credited to the reserve fund of such new society.

**કલમ પરમી: વધારાની માલમત્તાની વ્યવસ્થા:—**

રદ કરેલી મંડળીની ભરાએલી શેરની મુડી સુદ્ધાંત બધું દેવુ પતાવ્યા પછી, વધારાની માલમત્તા તેના સભાસદોમાં વહેંચી દેવામાં આવશે નહિ, પરંતુ સદરહુ મંડળીના ધોરા-કાયદાઓમાં વર્ણવેલા કોઈ હેતુ અથવા હેતુઓમાં તેનો ઉપયોગ કરવામાં આવશે અને કોઈ પણ હેતુ આવી રીતે વર્ણવેલો હોય નહિ ત્યારે સદરહુ મંડળીની સામાન્ય મિટિંગમાં નક્કી કરેલા અને રજિસ્ટ્રારે બહાલી આપેલા સાર્વજનીક ઉપયોગના કોઈ પણ હેતુમાં તેનો ઉપયોગ કરવામાં આવશે અથવા તેમની સલાહ લઈને નીચેની કોઈ પણ અથવા સઘળી બાબતોમાં પુર્ણત: અગર થોડે અંશે તે વાપરવાનો રજિસ્ટ્રારને અધિકાર છે:—

(અ) સ્થાનિક અથવા કોમી હિતના સાર્વજનિક ઉપયોગના હેતુ માટે;

(ખ) સને ૧૮૯૦ના ધર્માર્થ દેણગી બાબતના એક્ટની ૨જી કલમમાં વ્યાખ્યા કર્યા પ્રમાણેના કોઈ ધર્માર્થ કામમાં;

(ક) મુંબઈ સેન્ટ્રલ કો-ઓપરેટીવ ઈન્સ્ટીટ્યુટને; અથવા

એક નવી મંડળી તેવીજ શરતો સાથે નોંધવામાં આવે નહિ ત્યાં સુધી કોઈ સેન્ટ્રલ કો-ઓપરેટીવ બેન્કમાં મૂકવી; જે વખતે રજિસ્ટ્રારની મજુરીથી સદરહુ વધારાની માલમત્તા તે નવી મંડળીના રિઝર્વ ફન્ડ ખાતે જમા કરવી.

આ કલમ નવી છે. આ કલમ મંડળીનું દેવું લહેણું આપ્યા પછી જે રકમ વધે તેની વ્યવસ્થા કરવા બાબતે છે. આ કાયદો પસાર કરવામાં આવ્યો તે અગાઉ આ વ્યવસ્થાનું કામ કાનુનોથી કરવામાં આવતું હતું. હવે એ વ્યવસ્થા કેવી રીતે કરવી તે આ કલમમાં બતાવવામાં આવ્યું છે.

મંડળીનું દેવું લહેણું તથા શેરોની મુડી આપ્યા પછી મંડળીની જે સીલક વધે તે મંડળીના સભાસદોમાં કોઈ પણ દિવસ વહેંચી આપવાની હોતી નથી. એ સિલક જો મંડળીના સભાસદોમાં વહેંચી આપવાની હોય તો મંડળીના કેટલાક સભાસદો મંડળીને ફડચામાં લાવવાને કોશીષ કરે.

મંડળીની વધારાની માલમતાનો ઉપયોગ કેવી રીતે કરવો તે જો મંડળીએ પેટા-કાયદા કરતી વખતે નક્કી કર્યું હોય તો તે રીતે કરવો અથવા જો પેટા-કાયદામાં એવો કંઇ હેતુ નક્કી કરવામાં આવ્યો નહિ હોય તો મંડળીની સામાન્ય સભા નક્કી કરે એવા કોઇ પણ સાર્વજનીક હેતુના ઉપયોગમાં રજિસ્ટ્રારની મંજુરી લઇને કરવો, અથવા તેનો ઉપયોગ રજિસ્ટ્રારે સામાન્ય સભા સાથે મસલત ચલાવીને આ કલમના પેટા-ભાગમાં બતાવેલા કોઇ પણ હેતુ માટે કરવો.

આ કલમની પેટા–કલમ (ક) માં મુંબઇ સેન્ટ્રલ કો–ઓપરેટીવ ઇન્સ્ટીટ્યુટ શબ્દો વાપરવામાં આવ્યા છે, તેમાં તેની શાખાઓનો પણ સમાવેશ થાય છે.

Surplus assets of housing society

53. Where the society directed to be wound up is a housing seciety, its assets, both movable and immovable, shall for the purposes of winding up or dissolution of the sceiety jointly vest, subject to all rights and equities, in three persons of whom one shall be nominated by the Registrar, one shall be nominated by the said Society in a general meeting specifically called for the purpose and one shall be nominated by the Bombay Central Co-operative Institute. Such persons shall, for the purpose of winding up or dissolution of the Society, be Joint Liquidators and shall have all the powers of a liquidator under this Act. They may, with the sanction of the Registrar, continue the working of of the society, or may, subject to his sanction and in consultation with the members of the society in a general meeting reconstruct the society or may sell off the premises of the society to the best advantage of all interest concerned, and when all the liabilities of the society are met may dispose of the surplus assets of the society if any, as provided in section 52.

કલમ ૫૩મી: હાઉસિંગ સોસાયટીની વધારાની માલમત્તા:—

જ્યારે કોઇ મંડળીને આટોપી દેવામાં આવે ત્યારે તે મંડળી જો હાઉસીંગ સોસાયટી હોય તો તેની જંગમ અને સ્થાવર

અને માલમત્તા, તે મંડળીને આટોપી દેવાના અથવા ફડચામાં લઈ જવાના કામ માટે, બધા હક અને ન્યાયને પાત્ર રહીને, ત્રણ સખસોના એકત્ર કબજામાં રહેશે; અને એમાંના એકને રજિસ્ટ્રાર નીમશે; એકને તે મંડળી એ કામને માટે બોલાવેલી ખાસ સામાન્ય સભા નીમશે; અને એકને ધી બોમ્બે સેન્ટ્રલ કોઓપરેટીવ ઇન્સ્ટીટ્યુટ નીમશે. એવા સખસો મંડળીને આટોપવા અથવા ફડચામાં લઈ જવાના કામને માટે ભેગા લિકિવડેટરો ગણાશે, અને આ કાયદા પ્રમાણે નીમાએલા એક લિકિવડેટરની સઘળી સત્તા તેઓને મળશે. તેઓ રજિસ્ટ્રારની મંજુરીથી મંડળીનું કામ ચાલુ રાખી શકશે; અથવા તેની મંજુરી લઈને અને મંડળીના સભાસદોની સામાન્ય સભા સાથે મસલત ચલાવીને મંડળી ફરી રચી શકાશે; અથવા મંડળીના મકાનો સઘળા હિત ધરાવતાના પૂરા લાભને માટે વેચી નાખશે, અને જ્યારે મંડળીની સઘળી જવાબદારીઓ પતી રહેશે, ત્યારે મંડળીની જો કાંઈ માલમત્તા વધી હોય તો તેની કલમ ૫૨માં બતાવ્યા પ્રમાણે વ્યવસ્થા કરશે,

આ કલમ નવી છે. અને ઘર બાંધવાની મંડળીઓની વધારાની માલમતા બાબતની છે.

Arbitration.

54. If any dispute touching the business of a society arises between members or past members of the society or persons claiming through a member or past member or between members or past members or persons so claiming and any officer, agent, or servant of the society, or between the society or its committee, and

any officer, agent, member or servant of the society, it shall be referred to the Registrar for decision by himself or his nominee, or if either of the parties so desires, to arbitration of three arbitrators who shall be the Registrar or his nominee and two persons of whom one shall be nominated by each of the parties concerned.

A dispute shall include claims by a society for debts or demands due to it from a member or past member or the heirs or assets of a past member whether such debts or demands be admitted or not.

Provided that if the question at issue between a society and a claimant, or between different claimants, is one involving complicated questions of law and fact, the Registrar may, if he thinks fit, suspend proceedings in the matter until the question has been tried by a regular suit instituted by one of the parties or by the society. If no such suit is instituted within six months of the Registrar's order suspending proceedings the Registrar shall take action as laid down in paragraph 1 of this section

**કલમ ૫૪મી : લવાદી :—**

કોઈ મંડળીના ધંધાને લગતી, સદરહુ મંડળીના સભાસદો અથવા માજી સભાસદો અથવા કોઇપણ સભાસદ અથવા માજી સભાસદ મારફત દાવો કરતાં સખસો વચ્ચે અથવા સભાસદો અથવા માજી સભાસદો અથવા એવી રીતે દાવો કરતા સખસો અને સદરહુ મંડળીના કોઇપણ ઓફીસર, એજન્ટ અથવા નોકર

વચ્ચે અથવા સદરહુ મંડળી અથવા તેની કમીટી અને સદરહુ મંડળીના કોઈપણ ઓફીસર, એજન્ટ, સભાસદ અથવા નોકર વચ્ચે, કાંઈપણ તકરાર ઉભી થાય, તો સદરહુ તકરાર રજિસ્ટ્રારને તેને જાતે, અથવા તેના નીમેલા પુરૂષ મારફતે, અથવા તો બન્ને પક્ષકારોમાંથી એકની પણ મરજી હોય તો ત્રણ લવાદો મારફતે નિર્ણય કરવા સારૂ લખી મોકલવી જોઇએ; એ ત્રણ લવાદોમાં રજિસ્ટ્રાર અથવા તેનો નીમેલો પુરૂષ અને બે સખસો જેમાંનો એક લાગતા વળગતા દરેક પક્ષે નીમેલો હોવો જોઇએ;

કોઈ તકરારમાં મંડળીના લેહણાના દાવાનો, અથવા કોઇ સભાસદ પાસેથી અથવા માજી સભાસદ પાસેથી અથવા કોઇ માજી સભાસદના વારસો પાસેથી અથવા તેની માલમત્તામાંથી તે મંડળીની લહેણી નીકળતી માગણીઓનો, સદરહુ લહેણું અથવા માગણીઓ કબુલ રાખવામાં આવતી હોય કે ના હોય તો પણ તેનો સમાવેશ થાય છે

પરંતુ એવું ઠરાવ્યું છે કે, કોઈ મંડળી અને માગનાર વચ્ચે, અથવા જુદા જુદા માગનારાઓ વચ્ચે તકરારનો પ્રશ્ન કાયદા અને હકીકતના ગુંચવણ ભરેલા સવાલોનો સમાવેશ થતો પ્રશ્ન હોય તો, રજિસ્ટ્રારને. તેને યોગ્ય લાગે તો, કોઇપણ એક પક્ષ અથવા મંડળી કાયદેસર ફરીયાદી કરીને સદરહુ પ્રશ્નનો નિર્ણય કરાવે નહિ ત્યાં સુધી, સદરહુ બાબતનું કામ તહકુબ રાખવાનો અધિકાર છે. કામ તહકુબ રાખવાના, રજિસ્ટ્રારના હુકમથી છ મહિનાની અંદર આવી કોઈપણ ફરીયાદી કરવામાં આવે નહિ તો, આ કલમના પહેલા પેરેગ્રાફમાં જણાવ્યા મુજબ રજિસ્ટ્રારે પગલાં લેવા.

આ કલમ નવી છે.

સને ૧૯૧૨ના કાયદામાં આવી કલમ હતી નહિ પણ તે કાયદાની કલમ ૪૩ (એલ)ની રૂએ મંડળીને લગતા કામકાજ બાબત મંડળીના સભાસદો, માજી સભાસદો અથવા એક સભાસદ કે માજી સભાસદના વારસ વકીલો વચ્ચે અથવા એક સભાસદ માજી સભાસદ કે તેના વારસ વકીલો અને કમીટી કે કોઈ અમલદાર વચ્ચે તકરાર પડે તો તેવા કામને લવાદને સોંપવા બાબત કાનુનો કરવાની સત્તા સરકારને આપવામાં આવી હતી. અને લવાદ આગળ કામકાજ કેવી રીતે ચલાવવું, તે બાબત કાનુનો કરવાની સત્તા પણ સરકારને આપવામાં આવી હતી.

લવાદને લગતી બાબત અત્યાર સુધી ફક્ત કાનુનોથી ચલાવવામાં આવતી હતી, તે બાબત માટે આ કલમમાં હવે ઠરાવ કરવામાં આવ્યો છે.

મંડળીના કામકાજના સંબંધમાં આ કલમમાં જણાવ્યા મુજબના પક્ષકારો વચ્ચે તકરાર ઉઠે ત્યારે તે તકરારનો નીકાલ લવાદીથી લાવવાનું આ કલમથી ફરજીઆત કરવામાં આવ્યું છે; એટલે તેઓ પોતાની વચ્ચેનો ટંટો કોર્ટમાં ઘસડી શકે નહિ. આથી મંડળીને મોટો હક મળે છે. મંડળીને કોઈ સભાસદ સાથે વાંધો પડે તો મંડળીને ખરચ કરી કોર્ટ જવાની જરૂર પડે નહિ. તેમજ કોર્ટથી ઇન્સાફ મેળવતાં જે ઢીલ થાય છે, તે લવાદથી ઇન્સાફ મેળવવામાં થાય નહિ. બીન સભાસદને મંડળી સાથે તકરાર ઉઠે ત્યારે તે તકરારનો નીકાલ લાવવા માટે લવાદને સોંપવાને બીન સભાસદ બંધાયલો નથી. એટલે મંડળીને બીન સભાસદ પર દાવો માંડવો પડે, તેમજ બીન સભાસદને જો મંડળી પર દાવો માંડવો હોય તો, તે મંડળી પર દાવો માંડી શકે. એટલા માટે એક સભાસદને કરજ ધીરતી વખતે મંડળીએ બીન સભાસદને તેના જામીન તરીકે સ્વીકારવો જોઇએ નહિ.

સભાસદ પોતાની થાપણ માટે કે શેરોના પૈસા માટે કે નફા માટે મંડળી પર દાવો માંડી શકે નહિ. અને જો તે મંડળી પર દાવો માંડે તો આ કલમના આધારે મંડળી તેનો દાવો રદ કરાવી શકે.

જ્યારે આ કલમમાં બતાવ્યા મુજબની તકરાર ઉઠે ત્યારે સને ૧૯૧૨ના કાયદા વખતે કોને લવાદ નીમવો તે રજિસ્ટ્રારની મુનસફી પર હતું. પણ ખરી રીતે પક્ષકારો પોતાની તકરારનો નીકાલ કરાવે ત્યારેપોતે પસંદ કરેલા માણસનેજ લવાદ કહી શકાય, અને બે પક્ષકારો વચ્ચે તકરાર હોય અને લવાદ જો ત્રીજો માણસ નીમે તો ખરી રીતે તે લવાદ કહી શકાયજ નહિ. છતાં કેટલીક વખતે પક્ષકારો જો પોતાનો લવાદ નીમે નહિ, તો કામમાં બહુ ઢીલ થાય તેથી આ કલમમાં એમ ઠેરવવામાં આવ્યું છે કે જો બન્નેમાંથી એક પક્ષની પણ પોતાનો લવાદ નીમવાની ઇચ્છા હોય તો તે કામનો નીકાલ ત્રણ લવાદોથી કરવો; જેમાં દરેક પક્ષનો એક લવાદ અને ત્રીજા રજિસ્ટ્રાર અગર તેનો નીમેલો પુરુષ હોવો જોઇએ. એટલે આ કલમમાં બે પદ્ધતિઓ રાખવામાં આવી છે. જ્યારે તકરાર ઉઠે ત્યારે તેનો નીકાલ રજિસ્ટ્રાર અથવા તેનો નીમેલો પુરુષ કરે કે પક્ષકારોને જો પોતાનો લવાદ નીમવો હોય તો તેઓના નીમેલા લવાદ તથા રજિસ્ટ્રાર કે તેનો નીમેલો પુરુષ કરે.

આ કલમથી પક્ષકારોને પોતાનો લવાદ નીમવાની સત્તા આપવામાં આવી છે, અને તેમાં વકીલને લવાદ તરીકે નીમવાનો કંઇ પ્રતિબંધ કરવામાં આવ્યો નથી. એટલે પક્ષકાર કોઇ વકીલને પણ પોતાનો લવાદ નીમી શકે.

લવાદી ફેંસલો રજિસ્ટ્રારે જાતે કરવાનો હોય અગર રજિસ્ટ્રારે સરપંચ તરીકે જાતે કામ કરવાનું હોય તો પક્ષકારોને

બહુ ખરચ થાય તથા અગવડ વેઠવી પડે, કારણ કે તેઓને રજિસ્ટ્રારનો જ્યાં મુકામ હોય ત્યાં જવું પડે; તેટલા કારણથી રજિસ્ટ્રારને પોતાને બદલે બીજા પુરુષને નીમવાની સત્તા આપવામાં આવી છે, તે બીજો પુરુષ અમલદાર કે બીન અમલદાર પણ હોઇ શકે.

જ્યારે મંડળી રજિસ્ટ્રારને અમુક કામ લવાદીમાં લઇ જવાને જણાવે ત્યારે તે કામનો લવાદીથી નીકાલ કરાવવાનું રજિસ્ટ્રારને ફરજિઆત છે, અને તે કામ લવાદી પર લઇ જવું કે નહિ એ તેની મુનસફી પર નથી.

શરૂઆતમાં સરકાર મંડળીઓને પોતાનું લહેણું વસુલ કરવાને કોર્ટના સીધા માર્ગને બદલે આ ટુંકો માર્ગ આપવા ખુશી ન હતી; કારણ કે મંડળીઓને પોતાનું લહેણું વસુલ કરવાની આવી સત્તા આપવી એ મંડળીઓની ખોટી દયા ખાવા જેવું સરકારને લાગેલું. સરકારનું માનવું એવું હતું કે આવી સત્તા વગર જો મંડળી દેણદારોના જામીનથી પણ પૈસા વસુલ કરી શકે નહિ, અગર લહેણું વસુલ કરવામાં પોતાનો દાબ પણ ચલાવી શકે નહિ, તો એમ સાબીત થાય છે કે મંડળીએ પોતાના સભાસદોની પસંદગી બરાબર કરી નથી, અગર મંડળીનો વહિવટ કંઇ ખામી ભરેલો છે. સરકારનું એવું પણ માનવું હતું કે, આવો ટુંકો માર્ગ મંડળીઓને પોતાના સભાસદો પાસેથી લહેણું વસુલ કરવાને આપવાથી મંડળીઓ બેદરકાર થવાનો સંભવ છે. અને જે સંસ્થા પોતાનું કામકાજ બરાબર કરી શકે નહિ, તેની પાસે વહિવટ રહેવા દેવો એ સિદ્ધાંતની વિરૂદ્ધ છે; પણ પાછળથી, કોર્ટમાં થતી ઢીલ, ખરચ અને મહેનત ધ્યાનમાં લઇને કાયદામાં લવાદીને લગતી કલમો દાખલ કરવામાં આવી હતી.

જ્યારે મંડળીની મુડી શેરથી ઉભી કરવામાં આવી હોય ત્યારે જો ભરેલા શેરોના નાણાં સભાસદે આપવાના બાકી હોય તો તે માટે તેની સામે લવાદીથી કામ ચલાવી તે પૈસા વસુલ કરી શકાય છે. કોઇ સભાસદ મંડળીનું લહેણું કબુલ કરતો હોય છતાં જો તે લહેણું મંડળીને વખતસર નહિ ભરે તો તેની સામે લવાદી કામ ચલાવી શકાય. કામ લવાદીમાં સોંપવામાં લહેણાં બાબત તકરાર હોવાની જરૂર નથી.

સાધારણ રીતે મંડળી અને સભાસદ વચ્ચેની તકરાર લવાદને સોંપી શકાય છે, છતાં આ કલમના પેરેગ્રાફ ૨ પ્રમાણે માજી સભાસદથી અથવા તેના વારસોથી કે તેની મિલ્કતથી જ્યારે મંડળીના નાણાં વસુલ કરવાના હોય ત્યારે પણ તે કામ લવાદને સે.પી શકાય છે.

અમુક સખ્સ મંડળીનો સભાસદ છે કે નહિ અથવા તે મંડળીનો સભાસદ થવાને, ચાલુ રહેવાને, કે પાછો દાખલ થવાને હક્કદાર છે કે નહિં, એવો સવાલ ઉઠે ત્યારે તેનો નિકાલ લવાદીથી થઇ શકે નહિ.

લવાદ નીમવા તથા તેમના આગળ કામ ચલાવવાની રીત બાબત તેમજ લવાદીના ખરચ બાબત કાનુનો કરવાની સરકારને સત્તા છે જુઓ કલમ ૭૧ (યુ).

લવાદી ફેંસલો જ્યારે રજિસ્ટ્રારના નીમેલા પુરૂષે કર્યો હોય ત્યારે તેમના હુકમ સામે એક માસની મુદતમાં અપીલ થઇ શકે છે, પણ બીજા લવાદના ફેંસલા સામે અપીલ થઇ શકતી નથી. જુઓ કલમ ૫૬. જ્યારે ફેંસલો રજિસ્ટ્રારે જાતે કર્યો હોય ત્યારે તે પર બે માસની મુદતમાં સરકારને અપીલ થઇ શકે છે. જુઓ કલમ ૬૪. લવાદે આપેલા ફેંસલા બાબત દિવાની કોર્ટમાં કંઇ સવાલ ઉઠાવી શકાય નહિ, જુઓ કલમ ૫૭, લવાદી ફેંસલા સામે દેખીતો

કંઇ વાંધો ન હોય તો તે ખરોજ માની લેવાય અને તે કાયદાસરનો છે એમ મનાય; અને તે ફેંસલો શા કારણોથી આપ્યો તે બાબત કોર્ટ લવાદની જુબાની લઈ શકે નહિ, લવાદને પક્ષકારો તેમજ શાહેદોને સાક્ષી પુરવા તથા દસ્તાવેજ રજુ કરવા સમન્સ કરવાની સત્તા છે; જુઓ કલમ ૫૮. લવાદનો સમન્સ બજ્યા છતાં જાણી જોઇને તેનો અનાદર કરનાર ફોજદારી ગુન્હાને પાત્ર થાય છે. જુઓ કલમ ૭૬(ડ).

લવાદે આપેલા ફેંસલાની બજાવણી કેવી રીતે કરવી તે માટે જુઓ કલમ ૫૯.

લવાદે પોતાનો ફેંસલો આપ્યા પહેલાં બન્ને પક્ષકારોનું પુરૂં સાંભળવું જોઇએ; અને તે એક બીજાની હાજરીમાં સાંભળવું જોઇએ. લવાદે એક પક્ષકારની કે તેના શાહેદની જુબાની બીજા પક્ષકારની રૂબરૂમાં લેવી જોઇએ.

લવાદને કોર્ટના ફેંસલા માફક લંબાણથી જજમેન્ટ લખવાની જરૂર નથી. તેમજ તે પોતાના ફેંસલાના કારણો આપવાને બંધાયલો નથી.

લવાદ જયારે પોતાના કામની તપાસ ચલાવે ત્યારે તેના આગળ પક્ષકાર પોતા તરફથી વકીલને હાજર કરી શકે નહિ; પણ લવાદી ફેંસલો અપાયા પછી જો તે દિવાની કોર્ટ મારફતે બજાવવામાં આવે તો ત્યાં પક્ષકાર વકીલ રોકી શકે.

મંડળીનો સભાસદ મંડળીના દફતરે તેના નામના ખતો હોય, તો તેણે તે કરી આપ્યા નથી પણ તે બનાવટી છે એમ ઠેરવવાને મંડળી સામે દાવો લાવી શકે નહિ; પણ જો તેને એવી તકરાર ઉઠાવવી હોય તો તેણે તેનો નિકલ લવાદ મારફતે ઠરાવવો જોઇએ; અને લવાદે જ્યાં સુધી ફેંસલો કર્યો નથી ત્યાં

સુધી દાવો લાવી શકાય એવી તેની તકરાર ચાલે નહિ. આ કાયદાનો હેતુ લોકોને કરકસર કરવાની ટેવ પાડવાનો અને સ્વાશ્રયી કરવાનો છે, અને જો તેઓને પોતાના ઝઘડા કોર્ટમાં લઇ જવા દેવામાં આવે તો તેઓને ઘણી તકલીફ પડે અને તેઓ ભારે ખરચમાં ઉતરી જાય. વળી તેઓને ઇન્સાફ મળતાં ઘણી ઢીલ થાય અને તેથી આ કાયદાનો હેતુ સચવાય નહિ. અને મંડળી તથા સભાસદ વચ્ચેની તકરારનો નિકાલ લવાદીથી કરવા કાયદાનું ફરમાન હોવાથી તે બાબતમાં દીવાની કોર્ટની હકુમત રહેતી નથી.

ધી ઝમીનદારા બેન્ક, શેરપુર, વી. સુબા.

૭૧ ઇન્ડીયન કેસીસ. પા૦ ૭૨૨.

એક સહકારી સ્ટોરે ઠરાવ કરીને માલની ખરીદી કરવા માટે કમિટિ નીમી હતી. અને તેમાં કેટલાક સભાસદોને નીમવામાં આવ્યા હતા; તેમાંના એક સભાસદને કેટલીક ચીજો ખરીદવાને અમુક રકમ સોંપવામાં આવી હતી. તેમાંની બાકીની રકમની સ્ટોરની તેના પર માગણી હતી. અને તે સભાસદ તે જવાબદારીનો ઇનકાર કરતો હતો. સ્ટોરના સેક્રેટરીએ તે બાબત આસીસ્ટંટ રજિસ્ટ્રારને લખી હતી. અને તેણે તે કામમાં તપાસ કરી સદરહુ સભાસદ સામે હુકમનામું કર્યું હતું. તે સભાસદે દિવાની કોર્ટમાં દાવો માંડી એવી તકરાર લીધી કે આ કામમાં લવાદીથી જે નિકાલ કરવામાં આવ્યો છે તે ગેરકાયદેસર છે; અને તેનો લવાદીના કાયદામાં સમાવેશ થતો નથી. તે પરથી એમ ઠરાવવામાં આવ્યું કે મંડળીના અમુક કામના સંબંધમાં એ તકરાર ઉઠાવવામાં આવી હતી તેથી તે મંડળીના કામકાજને લગતીજ ગણાય અને તેથી તેનો લવાદીના કાયદામાં સમાવેશ થાય છે, વળી તે સ્ટોરનો સભાસદ હોવા ઉપરાંત તે સ્ટોરનો ડીરેકટર હતો છતાં તેની અને કમિટિ વચ્ચેની

તકરારનો પણ આ કાયદામાં સમાવેશ થાય છે. અને તેથી જે ફેંસલો કરવામાં આવ્યો છે. તે કાયદેસર છે. "મંડળીના કામકાજને લગતી તકરાર" શબ્દમાં મંડળીને લગતાં કામની માંહોમાંહેની તકરારનો અથવા મંડળીને લગતું કામકાજ ચલાવવા સંબંધીનોજ સમાવેશ થાય છે એમ નથી, પણ મંડળીને લગતા કોઇ પણ કામની સઘળી તકરારનો સમાવેશ થાય છે.

ભી. દશરથરાવ વી. ચેન્યુફ સુબારામ.
૭૨ ઇન્ડીઅન કેસીઝ પા૦ ૮૩૮.

આ કલમ પ્રમાણે નિર્ણય કરતાં જો કોઇ કાયદાનો કે પુરાવાનો ગુંચવાડાભરેલો સવાલ ઉભો થાય તો રજિસ્ટ્રાર તે સવાલનો નિકાલ દિવાની કોર્ટમાં થાય ત્યાં સુધી તે કામ બંધ રાખી શકે છે. આ કલમના અસલ ખરડામાં એમ હતું કે એવો ગુંચવાડાભરેલો સવાલ વારસાને લગતો હોવો જોઇએ, પણ તેમાં ફેરફાર કરી આ કલમના છેલ્લા પેરેગ્રાફથી એવું ઠેરવવામાં આવ્યું છે કે કોઇ પણ બાબતના કાયદાના કે પુરાવાના ગુંચવાડાભરેલા સવાલનો નિર્ણય દિવાની કોર્ટથી કરાવવા રજિસ્ટ્રાર પક્ષકારોને ફરમાવી શકે છે.

Attachment before award.

55. Where a dispute has been referred to the Registrar under section 54 or to arbitration under clause (g) of section 50, the Registrar or his nominee or the arbitrators, as the case may be, if satisfied on inquiry or otherwise, that a party to such arbitration with intent to delay or obstruct the execution of any award that may be made,—

(a) is about to dispose of the whole or any part of his property, or

(b) is about to remove the whole or any part of his property from the jurisdiction of the Registrar,

may unless adequate security is furnished direct the conditional attchment of the said property; and such attachment shall have the same effect as if made by a competent Civil Court.

કલમ ૫૫:—નિર્ણય પહેલા જપ્તિ.

૫૪મી કલમ મુજબ જ્યારે કોઈ તકરાર રજિસ્ટ્રારને સોંપવામાં આવી હોય, અથવા ૫૨મી કલમની પેટા કલમ (ગ) મુજબ લવાદને સોંપવામાં આવી હોય ત્યારે, પ્રસંગ પ્રમાણે રજિસ્ટ્રાર અથવા તેનો નીમેલો પુરૂષ અથવા લવાદો જો તપાસ ઉપરથી અથવા બીજી રીતે સંતોષ પામે કે સદરહુ લવાદીનો એક પક્ષકાર જે કાંઇ પણ નિર્ણય કરવામાં આવે તે નિર્ણયની બજાવણીમાં ઢીલ કરવાના અથવા હરકત કરવાના ઇરાદાથી:-

(અ) પોતાની બધી મીલકત અથવા મીલકતનો કોઇ પણ ભાગ વેચી દેવાની તૈયારીમાં હોય, અથવા

(બ) સદરહુ રજિસ્ટ્રારની હકુમતમાંથી પોતાની બધી મીલક્ત અથવા મીલકતનો કોઈ પણ ભાગ ખસેડવાની તૈયારીમાં હોય તો

યોગ્ય તારણ પુરૂ પાડવામાં આવ્યું હોય તે સિવાય સદરહુ મીલકતની જપ્તિનું ફરમાન કરવાને મુખત્યાર છે; અને સદરહુ જપ્તિ હકુમતવાળી દિવાની કોર્ટે કરી હોય તે પ્રમાણેજ તેનો અમલ થશે.

આ કલમ નવી છે, અને તે સને ૧૯૦૮ના સીવીલ પ્રોસીજર કોડના આર્ડર ૩૮ રૂલ ૫ને લગતી છે.

આ કલમ પ્રમાણે જે જપ્તિ કરવામાં આવે છે, તેને કાચી જપ્તિ કહે છે. મંડળી પોતાના દેણદાર સામે લવાદી ફેંસલો કરાવવાને પગલાં લે તે દરમ્યાન જો તેનો દેણદાર પોતાની મીલકત તફરકે કરે એમ હોય તો મંડળી આ કલમ પ્રમાણે લવાદ પાસે કાચિ જપ્તિ મેળવી શકે છે. દેણદારને જો પોતાની મીલકત જપ્ત થવા દેવી ન હોય તો તે મંડળીના રૂપીઆ માટે જામીન આપી શકે છે. આ કલમનો મુખ્ય હેતુ એ છે કે મંડળીનું જો હુકમનામુ થાય તો તેનાં નાણાં ખોટાં થવાં પામે નહિ.

મીલકત —મીલકત એ શબ્દમાં સ્થાવર તથા જંગમ બન્ને જાતની મીલકતનો સમાવેશ થાય છે.

ચેદીલાલ વિ. કુંવરજી ૧૭ અમદાવાદ પા. ૮૨.

સીવીલ પ્રોસીજર કોડની કલમ ૬૪માં એમ જણાવેલું છે કે જ્યારે કોઇ મીલકત જપ્ત કરવામાં આવી હોય ત્યારે જપ્ત કરવામાં આવેલી મીલકતનું ખાનગી વેચાણ જપ્તીથી ઉત્પન્ન થતા સઘળા હકકો સામે ખોટું થશે; અને એજ સિદ્ધાંત આ કલમ પ્રમાણે કરવામા આવેલી જપ્તિને પણ લાગુ પડશે.

લવાદના ફેંસલા સામે જો કે અપીલ થઇ શકતી નથી, છતાં લવાદે કે રજિસ્ટ્રારના નીમેલા પુરુષે જો કાચી જપ્તિનો હુકમ કર્યો હોય તો તે હુકમ સામે રજિસ્ટ્રારને અપીલ થઇ શકે છે. જુઓ કલમ ૫૬.

Appeal against award of arbitrator.

56. Any party aggrieved by any decision of the Registrar's nominee made under section 54 or an order passed under section 55 by the Registrar's nominee or arbitrators may within one month of the date of the award or order appeal to the Registrar and the Registrar shall decide the appeal himself.

કલમ ૫૬: લવાદના નિર્ણય સામે અપીલ.

૫૪મી કલમ મુજબ રજીસ્ટ્રારના નીમેલા પુરૂષે કરેલા નીર્ણયથી અગર ૫૫મી કલમ મુજબ રજીસ્ટ્રારના નીમેલા પુરૂષ અગર લવાદોએ કરેલા હુકમથી જે કોઈ પણ પક્ષકારને દુઃખ થયું હોય તે પક્ષકારને સદરહુ નીર્ણયની અથવા હુકમની તારીખથી એક મહીનાની અંદર રજીસ્ટ્રારને અપીલ કરવાનો અધીકાર છે અને રજિસ્ટ્રારે પોતે તે અપીલનો નીકાલ કરવો.

આ કલમ નવી છે. આ કલમથી લવાદના ફેંસલા સામે અપીલ કરવાનો હક્ક મળતો નથી; પણ લવાદ જો કલમ ૫૫ મુજબ કાચી જપ્તિનો હુકમ કરે તો તે હુકમ સામે અપીલ થઇ શકે છે. કલમ ૫૪ મુજબ જ્યારે ફેંસલો રજિસ્ટ્રારના નીમેલા પુરુષે કર્યો હોય ત્યારે તેમજ કલમ ૫૫ મુજબ કાચી જપ્તિનો જ્યારે તેણે હુકમ કર્યો હોય ત્યારે તે હુકમ સામે રજિસ્ટ્રારને અપીલ થઈ શકે છે.

Finality of order.

57. An order passed in appeal under section 56 shall be final and conclusive. The award of the arbitrators or a decision by the Registrar or his nominee under

section 54 shall not be liable to be called in question in any civil or *revenue court*

કલમ ૫૭: હુકમનો આખર નીકાલ.—

૫૬મી કલમની રૂએ અપીલમાં કરેલો હુકમ છેવટનો અને નિશ્ચયાત્મક ગણાશે. ૫૪મી કલમ મુજબના લવાદોના નિર્ણય અથવા રજિસ્ટ્રારના અથવા તેના નીમેલા પુરૂષના ચુકાદા ઉપર કોઈ પણ દીવાની અથવા મેહસુલી કોર્ટમાં સવાલ ઉઠાવી શકાશે નહિ

આ કલમ નવી છે. કલમ ૫૬મી પ્રમાણે અપીલમાં જે નિકાલ કરવામાં આવે તેને આ કલમથી આખરનો ગણવામાં આવ્યો છે, એટલે અપીલમાં જે નિર્ણય કરવામાં આવે તે સામે કોઇ રીતની તકરાર કોઇપણ સ્થળે ઉઠાવી શકાય નહિ. અને જો એમ ઠેરવવામાં નહિ આવ્યું હોય તો ટંટાનો છેડો આવે નહિ.

કલમ ૫૪ મુજબ લવાદોએ, રજિસ્ટ્રારે અગર તેના નીમેલા પુરૂષે કરેલા ફેંસલા દિવાની તેમજ મુલકી કોર્ટમાં બજે છે. પણ જ્યારે એ ફેંસલા બજાવણી માટે તે કોર્ટમાં જાય, ત્યારે તે કોર્ટથી એ ફેંસલાના ખરાખોટાપણા વિશે કોઇ રીતનો સલાલ ઉઠાવી શકાય નહિ; પણ તેઓએ તેની બજાવણીજ કરવી પડે.

Power to enforce attendance.

58. Wherever in this Act it is provided that the Registrar or person duly authorized by general or special order in writing by the Registrar in this behalf shall hold an inquiry under section 43 or

shall make an inspection under section 44 or shall wind up a society or shall arbitrate, such Registrar, or person authorized, as the case may be, shall have the power to summon and enforce the attendance of witnesses including the parties interested or any of them and to compel them to give evidence, and to compel the production of documents by the same means and as far as possible in the same manner as is provided in the case of a civil court by the Code of Civil Procedure, 1908.

### કલમ ૫૮: હાજરીની ફરજ પાડવાના અધિકારો :—

આ આક્ટમાં જ્યાં ક્યાં એવું ઠરાવવામાં આવ્યું હોય કે રજિસ્ટ્રારે, અથવા આ અર્થે રજિસ્ટ્રારે સામાન્ય અથવા વિશેષ લેખી હુકમ કરીને યોગ્ય રીતે અધિકાર આપેલા શખસે ૪૩મી કલમ મુજબ ચોકશી કરવી, અથવા ૪૪મા કલમ મુજબ તપાસ કરવી અથવા કોઈ મંડળીને આટોપી દેવી અથવા તેણે લવાદ તરીકે વર્તવું, ત્યાં ત્યાં પ્રસંગ પ્રમાણે સંદરહુ રજિસ્ટ્રારને, અથવા અધિકાર આપેલા શખસને સને ૧૯૦૮ના દિવાની કામકાજ ચલાવવાની રીત બાબતના કાયદાની રૂએ દિવાની કોર્ટની બાબતમાં જે સાધનો અને જે રીત ઠરાવવામાં આવી છે તેજ સાધનોથી અને જેમ બને તેમ તેજ રીતે હિત ધરાવતા પક્ષકારો અથવા તેમાંના કોઈ સુદ્ધાં સાહેદોને સમન કરવા સારૂ તથા તેમને હાજર થવાનું ફરમાવવા સારૂ તથા પુરાવો આપવાને તેમને ફરજ પાડવા સારૂ તથા દસ્તાવેજો હાજર કરવાની ફરજ પાડવા સારૂ અધિકાર ચલાવવાનો અખત્યાર છે.

આ કલમ નવી છે. આ કલમથી રજિસ્ટ્રાર, ચોકસી કરનાર અમલદાર, મંડળીના દફતર તપાસવા નીમાયલા અમલદાર, લિકિવડેટર અને લવાદને પક્ષકારો અને શાહેદો પર સમન કરી તેઓને બોલાવી તેઓની સાક્ષી લેવાનો તેમજ તેઓ પાસે દસ્તાવેજ રજુ કરાવવાનો અખત્યાર આપવામા આવ્યો છે. જો આ પ્રમાણે તેઓને અખત્યાર આપવામાં આવે નહિ તો તેઓ પોતાની ફરજ બરાબર બજાવી શકે નહિ. માટે તેઓને તેઓની ફરજ બજાવવામાં સરળતા કરી આપવાના હેતુથી આ કલમ કરવામાં આવી છે. તેઓ જુબાની લે તે વખતે હિન્દુસ્તાનના કસમના કાયદાની કલમ ૪ મુજબ તેઓને કસમ આપવાની સત્તા છે, અને તેઓના સમનનું જાણી જોઈને અપમાન કરનાર કલમ ૬૦ (ડ) મુજબ ગુન્હેગાર થાય છે.

સમનો કહાડવા તથા બજાવવા માટે અને તેની બજાવણીની સાબિતી માટે ઠરાવ કરવા બાબત કાનુનો કરવાની સરકારને કલમ ૭૧ (વી) મુજબ સત્તા છે.

Money how recovered.

59. (1) Every order passed by a liquidator under section 50, or by the Registrar or his nominee or arbitrators on disputes referred to him or them under clause (g) of section 50 or under section 54, every order passed in appeal under section 56 and every order passed by Government in appeal against orders passed under sections 50 and 54 shall, if not carried out, be executed

(a) on a certificate signed by the Registrar or a liquidator by any civil court in the same manner as a decree of such court: or

(b) according to the law and under the rules for the time being in force for the recovery of arrears of land revenue, provided that any application for the recovery in such manner of any such sum shall be made to the Collector and shall be accompanied by a certificate signed by the Registrar or by an Assistant Registrar to whom the said power has been delegated by the Registrar.

(2) When the property attached in execution of an order referred to in sub-section (1) cannot be sold for want of buyers, the same may be handed over to a society, with the previous consent of the Registrar on such terms and conditions as may be agreed upon between the Collector and the said society.

કલમ ૫૯: પૈસા કેવી રીતે વસુલ કરવા:—

(૧) કલમ ૫૦ મુજબ લીકવીડેટરે કરેલો દરેક હુકમ, અથવા રજિસ્ટ્રાર કે તેના નીમેલા પુરૂષ કે લવાદને કલમ ૫૦ની પેટા કલમ (ગ) મુજબ અથવા કલમ ૫૪ મુજબ સોંપવામાં આવેલી તકરારો પર તેઓએ કરેલો દરેક હુકમ, કલમ ૫૬ મુજબ અપીલમાં કરવામાં આવેલો હુકમ; અને કલમ ૫૦ અને ૫૪ મુજબ કરેલા હુકમો પર સરકારે અપીલમાં કરેલો દરેક હુકમ, જો તેનો અમલ કરવામાં આવ્યો ન હોય તો, તેની બજાવણી

(અ) સદરહુ રજિસ્ટ્રાર અથવા લીક્વીડેટરની, સહીના સર્ટિફીકેટ ઉપરથી કોઈ પણ દીવાની કોર્ટે સદરહુ કોર્ટના હુકમનામાની રીત પ્રમાણે કરવી; અથવા

(ખ) જમીન મહેસુલની બાકી વસુલ કરવા માટે વીધમાન-કાળે અમલમાં હોય એવા કાયદા તથા કાનુનોની રૂએ તે કરવી, પરંતુ એવું ઠરાવ્યું છે કે સદરહુ રીત પ્રમાણે આવી કોઇ પણ રકમ વસુલ કરવાની કોઈ પણ અરજી કલેકટરને કરવી જોઈએ તથા સદરહુ અરજી સાથે રજીસ્ટ્રારે સહી કરેલો અથવા જે આસિસ્ટંટ રજિસ્ટ્રારને સદરહુ અધિકાર રજિસ્ટ્રારે આપ્યો હોય તે આસિસ્ટંટ રજિસ્ટ્રારે સહી કરેલો દાખલો સામેલ રાખવો જોઇએ.

(૨) પેટા-કલમ (૧)માં ઉલ્લેખ કરેલા હુકમની બજાવ-ણીમાં જપ્ત કરેલી મીલ્કત ખરીદદારોના અભાવને લીધે વેચી શકાય નહીં ત્યારે, સદરહુ મીલ્કત, રજિસ્ટ્રારની પ્રથમ મંજુરી લઇને, કોઈ મંડળીને, જે શરતો તથા બોલીઓ પ્રમાણે, કલેકટર તથા સદરહુ મંડળી વચ્ચે કબુલાત થાય, તે શરતો તથા બોલીઓ પ્રમાણે, સોંપવાનો અધિકાર છે.

આ કલમ નવી છે. બજાવણી કરી પૈસા વસુલ કરવાના દરેક હુકમનો આ કલમમાં સમાવેશ કરવામાં આવ્યો છે. એ હુકમો બજાવવાની આ કલમમાં બે રીતો બતાવવામાં આવી છે.

(૧) એ હુકમની સાથે રજિસ્ટ્રાર અથવા લિક્વિડેટરનું સરટીફીકેટ હોય તો દિવાની કોર્ટે તે હુકમની પોતાના હુકમનામાની માફક બજાવણી કરવાની છે. એટલે જે હુકમની બજાવણી કરવાની હોય તે હુકમ સામેલ રાખી તેની દરખાસ્ત જે કોર્ટની હકુમતમાં મંડળી આવી હોય તે કોર્ટમાં આપવી જોઈએ. આ પેટા કલમની રચના ઉપરથી એવો અર્થ થાય છે કે લવાદી ફેંસલાની બજાવણી દિવાની કોર્ટમાં કરવી હોય તો તે સાથે પણ રજિસ્ટ્રારના સરટીફીકેટની જરૂર છે.

(૨) જમીન મહેસુલની બાકી વસુલ કરવાના કાયદા પ્રમાણે એ પૈસા વસુલ કરી શકાય છે. આ રીત ઘણી સરળ અને સચોટ છે. જે હુકમની બજાવણી કરવાની હોય તે હુકમ રજિસ્ટ્રાર પર અથવા ખાસ સત્તા આપવામાં આવેલા આસીસ્ટંટ રજિસ્ટ્રાર પર મોકલી આપવામાં આવે તો તેઓ પોતાના સરટીફીકેટ સાથે તે હુકમ કલેકટર પર મોકલે અને કલેકટર તે પૈસા જમીન મેહસુલની બાકી તરીકે પોતાના મામલતદાર અને પટેલ તલાટી મારફતે વસુલ કરી આપે.

લિકિવડેટરના હુકમની બજાવણી જમીન મેહસુલના કાયદા પ્રમાણે કરવામાં આવતી હતી. અને તે બાબતની કલમ લેન્ડ રેવીન્યુ કોડમાં દાખલ કરવામાં આવી હતી. તેને બદલે હવે આ બાબતની કલમ આ કાયદામાં દાખલ કરવામાં આવી છે.

આ ઇલાકામાંની સહકારી મંડળીઓની ઇચ્છા પ્રમાણે એજ રીતે લવાદોના હુકમોની બજાવણી કરવાનું ઠરાવવામાં આવ્યું છે. એટલે હવે લવાદી ફેંસલાના પૈસા વસુલ કરવા માટે દીવાની કોર્ટમાં દરખાસ્ત નહિ કરવી હોય અને આ સહેલી રીતે પૈસા વસુલ કરવા હોય તો મંડળીએ તે પ્રમાણે ઠરાવ કરી રજિસ્ટ્રાર પર તે હુકમ અને મંડળીનો ઠરાવ મોકલી આપવા જોઇએ એટલે રજિસ્ટ્રાર તે શાથે પોતાનું સરટીફીકેટ સામેલ કરી કલેકટર પર તે મોકલી આપે, અને પોતાના તાબાના અમલદારો મારફતે પૈસા વસુલ કરી મંડળીને પોંહચાડે.

લવાદે ફેંસલો આપ્યા પછી સ્થાનિક હકુમતવાળી કોર્ટે તેની બજાવણી કરવાની છે. પણ પ્રતિવાદી જો તે કોર્ટની હદ છોડી બીજી કોર્ટની હદમાં ચાલ્યો ગયો હોય તો તે જે ઠેકાણે ગયો હોય તે ઠેકાણાની હકુમતવાળી કોર્ટ પર સ્થાનિક કોર્ટ લવાદનો ફેંસલો બજાવવા માટે મોકલી આપી શકે છે. આ

કલમથી સ્થાનિક કોર્ટને લવાદનો ફેંસલો બજાવવાની સત્તા મળે છે, તેમાં લવાદનો ફેંસલો બીજી કોર્ટ પર બજાવવા માટે મોકલી આપવાની સત્તાનો પણ સમાવેશ થાય છે.

ક્રીશ્નાજી શ્રીધર બર્ડે વી. મહાદેવ સખારામ પાટીલ
૨૩ મુંબઈ લૉ રીપોર્ટર પાનું ૬૦૯.

પેટા કલમ બે નવી છે. અને લોકો એક સંપ કરીને જપ્ત થએલી મીલકતની હરાજીમાં માગણી ન કરે તેના સામે બચાવ તરીકે આ પેટા કલમ કરવામાં આવી છે.

## Offences.

Offences.

60. It shall be an offence under this Act if—

Default by society, officer or members.

(a) a society with a working capital of Rs. 50,000 or more or an officer or member thereof fails without any reasonable excuse to give any notice, send any return or docunent, do or allow to be done anything which the society, officer or member is by this Act required to give, send, do or allow to be done : or

Wilful neglect or default by a society, etc.

(b) a society or an officer or a member thereof wilfully neglects or refuses to do any act or to furnish any information required for the purposes of this Act by the Registrar or other person duly authorised by him inwritiug in this behalf : or

(c) a society or an officer or member thereof wilfully makes a false return or furnishes false information : or

*Wilful furnishing of false information.*

(d) any person wilfully or without any reasonable excuse disobeys any summons, requisition or lawful written order issued under the provisions of this Act or does not furnish any information lawfully required from him by a person authorized to do so under the provisions of this Act.

*Disobedience of summons, requisition or order.*

## ગુન્હા.

કલમ ૧૦ ગુન્હા—જો—

(અ) મંડળીની, ઓફીસરની અથવા સભાસદની કસુર—૫૦૦૦૦ કે તેથી વધારે રૂપીયાનો વહિવટ ચલાવાની મુડીવાળી જે કોઇ મંડળીને, તેના ઓફીસરને અથવા તેના સભાસદને આ આકટની રૂયે જે કોઈ પણ નોટીસ આપવાનુ, પત્રક અથવા દસ્તાવેજ મોકલવાનું, કાંઈ પણ કરવાનું અથવા કરવા દેવાનું ફરમાવવામાં આવ્યું હોય, તે આપવાનું, મોકલવાનું, કરવાનું અથવા કરવા દેવાનું કોઈ પણ વાજબી કારણ શીવાય ચુકે: અથવા

(બ) મંડળી વિગેરે એ જાણી જોઇને કરેલી નિષ્કાળજી અથવા કસુર.–મંડળી, તેનો ઓફીસર અથવા સભા-

સદ આ અકટના કારણો સારૂ રજિસ્ટ્રારે અથવા આ અર્થે લખીને તેણે યોગ્ય રીતે અધિકાર આપેલા શખસે ફરમાન કરેલું કોઈ પણ કાર્ય કરવાને અથવા કોઈ પણ હકીકત પુરી પાડવાને જાણી જોઇને નિષ્કાળજી રાખે અથવા જાણી જોઇને ના પાડે : અથવા

(ક) બુદ્ધિપુર્વક ખોટી અથવા અપૂર્ણ હકીકત પુરી પાડવી.—મંડળી અથવા તેનો ઓફીસર અથવા સભાસદ બુદ્ધિપુર્વક ખોટું પત્રક કરે અથવા ખોટી હકીકત પુરી પાડે : અથવા

(ડ) સમન્સ, માગણી અથવા હુકમની અવજ્ઞા—આ આકટના ઠરાવોની રૂએ કાઢેલા કોઇ પણ સમન્સની, કરેલી માંગણીની અથવા કાઢેલા કાયદેસર લખેલા હુકમની કોઈ પણ શખસ જાણી જોઇને અથવા કોઈ પણ વાજબી કારણ શિવાય અવજ્ઞા કરે અથવા આ આ આકટના ઠરાવોની રૂએ તેમ કરવાને અધિકાર મળેલા શખસે તેની પાસે કાયદેસર રીતે માગેલી કોઈ પણ હકીકત પુરી પાડે નહીં, તો

તે આ આકટની રૂએ ગુન્હો ગણાશે.

આ કલમ નવી છે.

આ કલમને આ કાયદામાં દાખલ કરવા માટે ધારાસભામાં વાંધો એવા કારણોથી ઉઠાવવામાં આવ્યો હતો કે અમુક કૃત્યને ગુન્હો ઠેરવવાનું સહકારી કાયદામાં આ પહેલી વારજ છે અને તેવી કલમ સને ૧૯૧૨ના કાયદામાં નથી. અને આવી કલમ દાખલ કરવાનો વખત હજી આવી લાગ્યો નથી. વળી આ કલમ સામે બીજો એવો પણ વાંધો ઉઠાવવામાં આવ્યો હતો કે

મંડળીઓ માટે માનદ કામ કરનારાઓ આવી કલમથી કામ કરતા અટકી જશે, અને તેથી સહકારના કાર્યને ધકકો પહોંચશે.

એ વાંધા આખરે ધારાસભાએ કબુલ રાખેલા નહિ, અને તેની વિરૂદ્ધ એમ જણાવવામાં આવેલું કે આવી કલમ જો કે સને ૧૯૧૨ના કાયદામાં નથી, છતાં તે કાયદા નીચે કરવામાં આવેલી કાનુનોમાં એક કાનુન એવી છે કે જે શખ્સને રજિસ્ટ્રાર, લિકિવડેટર કે લવાદનો સમન્સ કાયદાસર રીતે બજાવવામાં આવ્યો હોય છતાં જો તે હાજર ન રહે તો સમન્સ કહાડનાર ઓધ્ધેદાર તેને રૂપીઆ ૫૦ સુધીનો દંડ કરી શકે. એટલે આ કલમની પેટા કલમ (ડ) કરતાં તો આગલા કાયદામાં વધારે સખત કાનુન છે કારણકે તે કાનુન મુજબતો રજિસ્ટ્રાર અથવા લિકિવડેટર કે લવાદ દંડ કરી શકે છે; જ્યારે આ કાયદા પ્રમાણે તો ફક્ત મેજીસ્ટ્રેટજ દંડ કરી શકે છે.

માનદ કામ કરનારાઓ પણ જેઓ કાયદા અને કાનુન મુજબ કામ કરશે તેઓને બીહવાનું કંઈ કારણ નથી; કારણ કે પેટા કલમ (અ) માં 'વ્યાજબી કારણ વગર," પેટા કલમ (બ) (ડ) મા "જાણી જોઈને અથવા વ્યાજબી કારણ વગર" એ શબ્દો ઉમેરવામાં આવ્યા છે. તેમજ પેટા કલમ (ક) માં "બુદ્ધિ પૂર્વક" શબ્દ ઉમેરવામાં આવ્યો છે.

સને ૧૯૧૨નો કાયદો અમલમા હતો ત્યારે મંડળીઓની સંખ્યા ઓછી હતી અને તેથી રજિસ્ટ્રાર બધી મંડળીઓ પર દેખરેખ રાખી શકતા હતા. હવે મંડળીઓની સંખ્યા વધવા માડી છે, તેથી રજિસ્ટ્રાર દરેક મંડળી પર પુરતી દેખરેખ રાખી શકતા નથી; અને તેથી કેટલીક વાર કાનુનો અને પેટા કાયદાનો ભંગ કરવામાં આવે છે. તે કાયદા પ્રમાણે મંડળીના સભાસદોને અમુક કરવાની કે અમુક નહિ કરવાની ફરજો

નાંખવામાં આવી છે. પણ જો કોઇ સખસ પોતાની ફરજથી ઉલટી રીતે ચાલેતો તેને નસીહત કરવાની તેમાં કઇ પણ કલમ નથી. અને કાયદાના ફરમાનનું ઉલ્લંઘન કરનારને મંડળીની હયાતીમાં જો નશીયત કરવાની કંઈ કલમ ન હોય તો તેવો કાયદો કરવા નકામો છે. દાખલા તરીકે મંડળીના પેટા કાયદામાં એમ ઠરાવ્યું હોય કે સભાસદોને અમુક રકમ સુધી ધીરવું, છતાં જો ચેરમેન પોતાના કોઇ સગાને તે રકમ કરતાં વધારે ધીરી દેતો તેની સામે કંઈ પગલાં લઈ શકાય એવું તે કાયદામાં નથી. તેવીજ રીતે કાયદાના ફરમાન વિરૂધ દસ ટકા કરતાં કોઇ મંડળી વધારે વ્યાજ વહેંચી દે, બીન સભાસદને પૈસા ધીરે, ખાસ સાધારણ સભા બોલાવે નહિ તો પણ તે મંડળીના ચેરમેન કે વ્યવસ્થાપક કમીટીના સભાસદો સામે કંઇ પગલાં લઇ શકાય એવું તે કાયદામાં નથી; અને જો તેઓનું કૃત્ય હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કોઇ કલમ હેઠળ આવે એવું હોય તોજ તેઓને સજા કરાવી શકાય એમ હતું. આથી મંડળીના હીતમાં નુકશાન થવાનો સંભવ છે. એક મંડળીના સભાસદોને કાયદાનું ઉલ્લંઘન કરતાં જોઈ બીજી મંડળીના સભાસદો તેમ કરતાં શીખે છે. અને તેથી આખી હિલચાલને નુકશાન થાય છે.

આ કલમનો ખોટો ઉપયોગ ન થાય તે માટે કલમ ૬૩ (૩)માં એમ ઠેરવવામાં આવ્યું છે કે આ કાયદા પ્રમાણે કોઈ પણ ફરિયાદ માંડયાં પહેલાં તે ફરિયાદ માટે રજિસ્ટ્રારની પ્રથમ મંજુરી મેળવવી જોઇએ. અને રજિસ્ટ્રારે તે મંજુરી આપ્યા પહેલાં પક્ષકારનું કહેવું સાંભળવું જોઇએ. વળી આ કલમ પ્રમાણેના ગુન્હા સાંભળવાની ફક્ત ઇલાકા મેજીસ્ટ્રેટ અથવા પહેલા વર્ગના મેજીસ્ટ્રેટને સત્તા આપવામાં આવી છે.

આવી કલમ દાખલ કરવાનો દરેક સહકારી સંસ્થાનો મત હતો. સને ૧૯૨૪ની મુંબઈ ઇલાકાની સહકારી પરિષદ

કે જેમાં દરેક જાતની મંડળીઓના પ્રતિનીધીઓ હાજર હતા તેમાં એ સવાલ ચર્ચવામાં આવ્યો હતો. અને તેઓએ એકકે મતે આવી કલમ દાખલ કરવાનો ઠરાવ કર્યો હતો. તેઓએ એટલી સુચના કરી હતી કે પેટા કલમ (અ) ફક્ત એવી મંડળીઓને લાગુ પાડવી કે જેનો વહીવટ ચલાવવાની મુડી રૂપીઆ ૫૦૦૦૦ ઉપરાંતની હોય. તેઓની સુચના આ કલમ ઘડવામાં કબુલ રાખવામાં આવી છે.

પેટા કલમ (અ):—આ પેટા કલમમાં "કોઇ પણ કાર્ય" સબ્દ વાપરવારમાં આવ્યા છે. તે ઘણા અનિશ્ચિત છે. કંઈ કલમ પ્રમાણેના કાર્ય કરવાનુ રજિસ્ટ્રાર ફરમાન કરી શકે તે એમાં જણાવેલું નથી; અને તેથી રજિસ્ટ્રારને ઘણી બહોળી સત્તા મળે છે.

પેટા-કલમ (ક):—મંડળીનો અમલદાર ખોટું પત્રક મોકલે તો તેને માટે આ પેટા કલમમાં રૂપીઆ ૫૦ના દંડની સજા ફરમાવેલી છે. એ સજા ઘણી થોડી છે. ખોટું પત્રક મોકલવા માટે મંડળીનો અમલદાર હિન્દુસ્તાનના ફોજદારી કાયદામાં જણાવેલા ગુન્હામાં પણ આવી શકે છે.

Penalty for offences not otherwise provided for.

61 Every society, officer or member of a society or other person guilty of an offence under this Act for which no penalty is expressly provided herein shall be liable to a fine not exceeding Rs. 50

**કલમ ૬૧: બીજી રીતે ઠરાવ નહીં કરવામાં આવેલા ગુન્હાઓ માટે શિક્ષા.**—દરેક મંડળી, અથવા મંડળીનો ઓફીસર અથવા સભાસદ અથવા બીજો કોઈ શખસ, આ આકટની રૂએના જે ગુન્હા માટે ખાસ કરીને આમાં કાંઈ પણ શિક્ષાનો

ઠરાવ કરવામાં આવ્યો ન હોય તે ગુન્હા બદલ ગુન્હેગાર થયો હોય તો તે રૂા૦ ૫૦થી વધારે ન હોય એવા દંડને પાત્ર થશે.

આ કલમ નવી છે. આ કાયદાના અસલ ખરડામાં આ કલમ પ્રમાણેના ગુન્હા માટે રૂપીઆ ૨૦૦નો દંડ ઠેરવવામાં આવ્યો હતો; પણ સીલેક્ટ કમીટીએ તે ઘટાડી રૂપીઆ ૫૦ કર્યો છે.

Prohibition of the use of the word "co-operative."

62. (1) No person other than a registered society shall without the sanction of Government trade or carry on business under any name or title of which the word "co-operative" or its vernacular equivalent forms part:

Provided that nothing in this section shall apply to the use by any person or his successor in interest of any name or title under which he traded or carried on business at the date on which this Act comes into operation.

(2) Whoever contravenes the provision of this section shall be punishable with fine which may extend to fifty rupees and in the case of a continuing offence with further fine of five rupees for each day on which the offence is continued after conviction therefor.

**કલમ ૬૨: "સહકારી" શબ્દ વાપરવાની મનાઈ:—(૧) સરકારની મંજુરી શિવાય, નોંધાયલી મંડળી શિવાયના બીજા કોઈ પણ શખસે "સહકારી" શબ્દ અથવા તેના ગુજરાતી સમાન અર્થનું નામ અથવા સંજ્ઞા જેનો ભાગ હોય એવા કોઈ**

પણ નામ અથવા સંજ્ઞા વડે વેપાર કરવો નહીં અથવા ધંધો ચલાવવો નહીં;

પરંતુ એવું ઠરાવ્યું છે કે જે તારીખે આ એક્ટ અમલમાં આવે તે તારીખે જે કોઈ પણ નામ અથવા સંજ્ઞા વડે જે કોઈ પણ શખસ અથવા તેના હિત સબંધમાં સ્થાપન્ન થએલો બીજો શખસ વેપાર કરતો હોય અથવા ધંધો ચલાવતો હોય તે નામ અથવા સંજ્ઞાના ઉપયોગને આ કલમનો કોઈ પણ મજકુર લાગુ પડશે નહીં.

(૨) આ કલમમાં ઠરાવેલું જે કોઈ પણ ઉલ્લંઘન કરશે તેને પચાસ રૂપીઆ સુધીના દંડની શિક્ષા થશે અને તે ગુન્હાની સાબીતીનો ઠરાવ થયા પછી ગુન્હો ચાલુ રાખ્યાના દરેક દિવસ માટે પાંચ રૂપીઆનો વધારે દંડ થશે.

સને ૧૯૧૨ના કાયદામાં ફક્ત ગુન્હા હીત કલમ આ કલમને લગતી કલમ ૪૭ હતી. સહકારી શબ્દનો ખોટો ઉપયોગ ન થાય તે માટે આ કલમ ઘડવામાં આવી છે.

63. (1) No court inferior to that of a Presidency Magistrate or a Magistrate of the first class shall try any offence under this Act.

Cognizance of offences.

(2) Notwithstanding anything contained in the Code of Criminal Procedure, 1898, every offence under this Act shall for the purposes of the said Code, be deemed to be noncognizable.

(3) No prosecution under this Act shall be lodged without the previous sanction of the Registrar

which shall not be given except after hearing the party concerned.

કલમ ૬૩: ગુન્હાઓની તપાસ:—(૧) ઈલાકા માજિસ્ટ્રેટ અથવા પહેલા વર્ગના માજિસ્ટ્રેટથી ઉતરતા દરજ્જાની કોઈ પણ કોર્ટ આ એક્ટ મુજબના કોઇ પણ ગુન્હાની તપાસ કરી શકશે નહીં.

(૨) સને ૧૮૯૮ના ફોજદારી કામકાજ ચલાવવાની રીત બાબતના કાયદામાં ગમે તેમ ઠરાવ્યું હોય તો પણ સદરહુ કાયદાના કારણો સારૂ, આ એક્ટ મુજબનો દરેક ગુન્હો નોનકોગ્નીઝેબલ ગણવામાં આવશે.

(૩) રજિસ્ટ્રારની પ્રથમ મંજુરી શિવાય આ એક્ટ મુજબ કોઈ પણ ફરિયાદી માંડી શકાશે નહીં; જે મજુરી સંબંધ ધરાવતા પક્ષકારને સાંભળ્યા પછી હોય તે શિવાય આપવામાં આવશે નહીં.

આ કલમ નવી છે. અને આ કાયદા મુજબના ગુન્હાની તપાસ કરવાની સત્તા ફક્ત ઇલાકા મેજીસ્ટ્રેટ અથવા પહેલા વર્ગના મેજીસ્ટ્રેટનેજ આપવામાં આવી છે.

ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદામાં કોગનીઝેબલ અને નોનકોગનીઝેબલ એમ ગુન્હાના બે પ્રકાર પાડવામાં આવ્યા છે. કોગનીઝેબલ ગુન્હાને માટે મેજીસ્ટ્રેટના વોરંટ વગર પોલીસ જાતે ગુન્હેગારને પકડી શકે છે. નોન કોગનીઝેબલ ગુન્હા માટે પોલીસ તેમ પકડી શકે નહિ. આ કાયદા મુજબના ગુન્હાને આ કલમથી નોન કોગનીઝેબલ ઠરાવ્યા છે; એટલે આ કાયદા મુજના ગુન્હા માટે પોલીસ ગુન્હેગારને મેજીસ્ટ્રેટના વારંટ વગર પકડી શકે નહિ.

પેટા કલમ (૩) :—આ પેટા કલમથી કોઇની સામે આ કાયદા મુજબના ગુન્હા માટે ફોજદારી રાહે કામ ચલાવ્યા પહેલા રજિસ્ટ્રારની પ્રથમ મંજુરી લેવાની છે. અને તે મંજુરી રજીસ્ટ્રારે પક્ષકારની હકીકત સાંભળ્યા પછી આપવાની છે. એટલે નિર્દોષ માણસ ખોટી રીતે હેરાન થાય નહિ એવી ગોઠવણુ આ પેટા કલમથી રાખવામાં આવી છે. આ પેટા—કલમ પ્રમાણે રજિસ્ટ્રારની જે મંજુરી લેવાની છે તે ફરિયાદ માંડયા પહેલા લેવાની છે. ફરિયાદ માંડયા પછી રજિસ્ટ્રારની મંજુરી મેળવવામાં આવે તો તે ચાલે નહિ.

## Appeals and Revision

64. An appeal against an order or decision of or sanctioned by the Registrar under section 10, 16, 45, 47, 50, 50A or 54 may be made by any party aggrieved or affected by the order or decision to Government within two months of the date of the communication of the order.

Appeals.

## અપીલો. અને રીવીઝન.

કલમ ૬૪ મી : અપીલો :-કલમો ૧૦, ૧૬, ૪૫, ૪૭, ૫૦, ૫૦ અ અથવા ૫૪ની રૂએ રજિસ્ટ્રારના હુકમ અથવા ચુકાદા ઉપર અથવા રજિસ્ટ્રારે મજુર કરેલા હુકમ અથવા ચુકાદા ઉપર જે કોઇ પણ પક્ષકારને સદરહુ હુકમથી અથવા ચુકાદાથી દુઃખ થયું હોય અથવા નુકશાન થયું હોય તે પક્ષકાર. સદરહુ હુકમ લખી મોકલ્યાની તારીખથી બે મહીનાની અંદર, સરકારને અપીલ કરવાને મુખત્યાર છે.

આ કલમ નવી છે; અને આ કલમમાં બતાવેલા રજિસ્ટ્રારના હુકમોથી નારાજ થનારને તે સામે બે માસની મુદતમાં સરકારને અપીલ કરવાનો હક મળે છે.

અપીલ કરેતી વખતે અને તેનો નીકાલ કરતી વખતે કેવી રીતે કામ ચલાવવું તે બાબતના કાનુનો કરવાની સરકારને સત્તા છે, જુઓ કલમ ૭૧ (કયુ).

Power of Government and the Registrar to call for proceedings of Subordinate Officers and to pass odrers thereon.

64A. The Government and the Registrar may call for and examine the record of any inquiry or the proceedings of any officer subordinate to them for the purpose of satisfying themselves as to the legality or propriety of any decision or order passed and as to the regularity of the proceedings of such officer. If in any case, it shall appear to the Government or the Registrar that any decision or order or proceedings so called for should be modified, annulled or reversed the Government or the Registrar, as the case may be, may pass such order thereon as to it or him may seem fit.

કલમ ૬૪ (અ): તાબાના અમલદારના કામકાજ મંગાવી તે પર હુકમ કરવાની સરકાર તથા રજિસ્ટ્રારની સત્તા:—

સરકાર અને રજિસ્ટ્રાર તેઓના તાબાના કોઈ પણ અમલદારના કોઈ પણ તપાસ અગર કામકાજના દફતર, તે અમલદારે કરેલો નિર્ણય અથવા હુકમ કાયદાસર અથવા બરાબર છે કે નહિ અને તે અમલદારનું કામકાજ નિયમીત છે કે નહિ તે માટે

મંગાવીને તપાસી શકશે. જો કોઈ પણ કેશમાં સરકારને અથવા
૨ રજિસ્ટ્રારને એમ લાગશે કે એવી રીતે મંગાવેલા કોઈ નિર્ણય અથવા હુકમ અથવા કામકાજમાં ફેરફાર કરવો જોઇએ, તે રદ કરવા જોઈએ અથવા તે ફેરવી નાખવા જોઇએ, તો પ્રસંગ પ્રમાણે સરકાર અથવા રજિસ્ટ્રાર પોતાને યોગ્ય લાગે એવો હુકમ તે પર કરી શકશે.

આ કલમ નવી છે. આ કલમથી સરકાર તથા રજિસ્ટ્રારને જે સત્તા આપવામાં આવી છે તે સત્તાને 'રીવીઝન'ની સત્તા કહેવામાં આપે છે. દિવાની કામ ચલાવવાની રીતના કાયદાથી હાઇ કોર્ટને પોતાના તાબાની બધી દિવાની કોર્ટો પર આવી સત્તા આપવામાં આવી છે. ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાથી હાઇકોર્ટ, સેસન્સ જડજ અને ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટને પોતાના તાબાની કોર્ટો પર એવી સત્તા આપવામાં આવી છે.

સરકાર અને તેમના મોટા અમલદાર પોતાના તાબાના અમલદારોના કામ માટે જવાબદાર છે; તેથી તેવા અમલદારોના કામ પર કાબુ રાખવાની સત્તા તેઓને માટે ખાસ જરૂરની છે. કલેકટરોને પણ પોતાના તાબાના આસીસ્ટંટ કલેકટરો, ડેપ્યુટી કલેકટરો અને મામલતદારોના કામ પર આવી સત્તા છે.

મંડળીનો ચેરમેન કે સેક્રેટરી આ કલમ માટે રજિસ્ટ્રારના તાબાનો અમલદાર ગણી શકાય નહિ, તેમજ લવાદોના ફેંસલા પર રજિસ્ટ્રારને અપીલ થઇ શકતી નહિ હોવાથી તેઓ પણ રજિસ્ટ્રારના તાબાના અમલદાર ગણી શકાય નહિ; અને તેઓના કામકાજ પર આ કલમમાં બતાવેલી સત્તાનો ઉપયોગ રજિસ્ટ્રાર કરી શકે નહિ. લિક્વિડેટરને તો રજિસ્ટ્રારની મંજુરીથીજ હુકમો કહાડવાના છે, એટલે તેઓને માટે તો સવાલજ નથી.

આ કલમ પ્રમાણે સરકાર તેમજ રજિસ્ટ્રાર પોતાના તાબાના અમલદારોના કરેલા કામકાજ ઉપર કાબુ રાખી શકે છે અને તેઓના કરેલા હુકમોમાં ફેરફાર કરી શકે છે.

*Miscellaneous.*

Recovery of sums due to Government

65. (1) All sums due from a society or from an officer or member or past member of a society as such to Government may be recovered according to the law and under the rules for the time being in force for the recovery of arrears of land revenue.

(2) Sums due from a society to Government and recoverable under sub-section (1) may be recovered, firstly, from the property of the society; secondly in the case of a society of which the liability of the members is limited, from the members, or past members subject to the limit of their liability; and thirdly in the case of other societies, from the members or past members.

(3) The liability of past members shall in all cases be subject to the provisions of section 28.

## પરચુરણ.

**કલમ ૬૫મી: સરકારની લહેણી રકમો વસુલ કરવા બાબત:**—(૧) મંડળી પાસે અથવા મંડળીના ઓફીસર અથવા સભાસદ અથવા માજી સભાસદ પાસે એવા ઓફીસર અથવા સભાસદ તરીકે સરકારની જે રકમો લહેણી હોય તે સંઘળી રકમો

જમીન મહેસુલની ચઢેલી બાકી વસુલ કરવા માટેના કાયદાની રૂએ અને વિદ્યમાનકાળે અમલમાં હોય એવી કાનુનોની રૂએ વસુલ કરવાનો અધિકાર છે.

(૨) મંડળી પાસે સરકારની જે રકમો લહેણી હોય અને જે પેટા-કલમ (૧)ની રૂએ વસુલ કરવા લાયક હોય તે રકમો, પ્રથમ તે મંડળીની મિલકતમાંથી વસુલ કરવાનો, પછી જે મંડળીના સભાસદોની જોખમદારી નિયમિત હોય તે મંડળીની બાબતમાં તેમની જોખમદારીની મર્યાદાને પાત્ર તે સભાસદો અથવા માજી સભાસદો પાસેથી વસુલ કરવાનો, અને છેલ્લે બીજી મંડળીઓની બાબતમાં તેના સભાસદો અથવા માજી સભાસદો પાસેથી વસુલ કરવાનો અધિકાર છે.

(૩) બધી બાબતોમાં માજી સભાસદોની જોખમદારી ૨૮મી કલમના ઠરાવોને પાત્ર રહેશે.

સહકારી હિલચાલને શરૂઆતમાં ઉત્તેજન આપવા ખાતર સરકાર નવી મંડળીઓને તેમની મુડી માટે મોટી રકમ ધીરતી હતી અને તે નાણું હપ્તેથી પાછું આપવાનું હતું. આ કલમ ખાસ કરીને તેવા કેસો માટે કરવામાં આવી છે.

સરકારી ઓડીટરે મંડળીના હિસાબ તપાસ્યા હોય તો તેની ફી આ કલમ પ્રમાણે વસુલ થઇ શકે છે.

માજી સભાસદોને પણ જોખમદારી લાગુ પડે છે એમ પેટા કલમ (૨)માં ફેરફાર કરી સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે.

કલમ ૪૫ પ્રમાણે અપાવેલો ખર્ચ વસુલ કરવા સંબંધીનો ઉલ્લેખ આ કલમમાંથી કાઢી નાંખવામાં આવ્યો છે કારણ કે ૪૬મી કલમમાં સઘળું ખર્ચ વસુલ કરવા માટે ઠરાવ કરવામાં આવ્યો છે.

66. Notwithstanding anything contained in this Act, Government may, by special order in each case and subject to such conditions, if any, as it may impose, exempt any society from any of the requirements of this Act as to registration.

Power to exempt society from conditions as to registration.

**કલમ ૬૬ મી: નોંધવાની શરતોમાંથી મંડળીઓને બાતલ કરવાનો અધિકાર :—આ એકટમાં ગમે તેમ ઠરાવ્યું હોય તોપણ સરકાર, દરેક બાબતમાં વિશેષ હુકમ કાઢીને અને તે નાંખે તે શરતો, જો કાંઈ હોય તો, તેને પાત્ર, કોઇ પણ મંડળીને આ એકટની નોંધવા બાબતની પાળવાની શરતોમાંથી બાતલ કરવાને મુખત્યાર છે.**

સરકાર આ કલમથી કોઇ મંડળીને નોંધવા બાબતની સરતમાંથી ખાસ હુકમ કહાડીને મુક્ત કરી શકે છે. પણ મંડળી જો રજિસ્ટર કરાવવામાં નહિ આવે તો તે સનંદી ગણાય નહિ. અને કલમ ૩૩માં જણાવેલા લાભો તેને મળે નહિ.

આ તથા એની પછીની કલમ ૬૭ કરવાનો હેતુ એ છે કે સહકારની દરેક જાતની પ્રવૃત્તિને એક સરખો લાગુ પડે એવો કાયદો કરવો અશકય છે; અને સઘળા સંજોગોને માટે એક કાયદામાં ગોઠવણ થઈ શકે નહિ. અને તેથી સરકારને આ કલમોમાં જણાવેલી સત્તા આપવામાં આવી છે. આપણા દેશમાં જે જાતની સહકારી મંડળીઓ રચવામાં આવે એમ છે તે જાતની મંડળીઓ માટે એક સામાન્ય કાયદો કરવામાં આવ્યો છે. અને તે એવી મંડળીઓને લાગુ પડશે. પણ એ કાયદાના બંધનમાં ફેરફાર કરવાની પૂર્ણ સત્તા સરકારને રહેશે. ફકત એવો ફેરફાર કરવાના કારણોનો પુરો વિચાર કરી દરેક કેસ માટે ખાસ જુદો હુકમ

કહાડવો જોઇએ. આવો ફેરફાર જે મંડળીઓનો હેતુ આ કાયદાને અનુસરતો હોય તેનાજ સંબંધમાં સરકાર કરી શકશે.

Power to exempt societies from provisions of Act.

67. Government may, by general or special order to be published in the *Bombay Government Gazette*, exempt any society or class of societies from any of the provisions of this Act, or may direct that such provisions shall apply to such society or class of societies with such modifications as may be specified in the order; provided that no order to the prejudice of any society shall be passed without an opportunity being given to such society to represent its case.

**કલમ ૬૭ મી:** મંડળીઓને આ એક્ટના ઠરાવોમાંથી બાતલ કરવાનો અધિકાર:—સરકાર, મુંબઇના સરકારી ગેઝેટમાં પ્રસિદ્ધ કરવાના સામાન્ય અથવા વિશેષ હુકમ કાઢીને, કોઇ પણ મંડળીને અથવા કોઇ પણ વર્ગની મંડળીઓને આ એક્ટના કોઈ પણ ઠરાવમાંથી બાતલ કરવાને મુખત્યાર છે, અથવા એવો હુકમ કરવાને મુખત્યાર છે કે હુકમમાં લખવામાં આવે તેવા ઠરાવો તેમાં લખવામાં આવે તેવા ફેરફારો સાથે સદરહુ મંડળીને અથવા વર્ગની મંડળીને લાગુ પડશે; પણ એવું ઠરાવ્યું છે કે કોઈ પણ મંડળીને બાધ આવે એવો કોઈ પણ હુકમ સદરહુ મંડળીને પોતાની હકીકત રજુ કરવાને તક આપ્યા શિવાય, પસાર કરવો નહીં.

આ કલમથી સરકાર કોઇ પણ મંડળીને આ કાયદાના કોઈ પણ ઠરાવમાંથી બાતલ કરી શકે છે. દાખલા તરીકે આ કાયદાની

કલમ ૬ થી સભાસદોના હિત સંબંધ ઉપર નિર્બંધ મુકવામાં આવ્યો છે. તેમાંથી સરકાર અમુક મંડળીને મુકત કરી શકે છે. આવી સત્તાનો આ પ્રમાણે ઉપયોગ કરવાથી બેન્કોને માટે જોઇતા નાણાં ઉઘરાવવાની અગવડ દુર થાય છે; એજ પ્રમાણે કલમ ૭માં એવું ફરમાવેલું છે કે અમુક જાતની મંડળીમાં સભાસદો એકજ ગામના રહીશ હોવા જોઇએ. સરકાર આવા બંધનમાંથી પણ આ કલમની રૂએ કોઇ મંડળીને મુકત કરી શકે છે. સરકાર જે રીતે મંડળીઓને અમુક બંધનમાંથી મુકત કરી શકે છે, તેજ રીતે આ કલમથી મંડળીને આ કાયદાથી મળતા લાભો પણ મળતાં અટકાવી શકે છે. દાખલા તરીકે કલમ ૩૩થી જો કે અમુક મંડળીઓને સરકારે ઇનકમટેક્ષ આપવાની ફરજમાંથી મુકત કરી હોય, છતાં સરકારને જો એમ લાગે કે અમુક મંડળી, દાખલા તરીકે ડીસ્ટ્રીકટ બેન્ક, જે બીજી મંડળીઓને મદદ કરવાના હેતુથી સ્થાપવામાં આવી છે, તે એવી રીતની મદદ કરવાને બદલે પોતાનાજ લાભ પર નજર રાખે છે, અથવા તે બીન સભાસદો સાથે કામ પાડે છે, તો એવા સંજોગોમાં સરકાર તેવી મંડળીને આ કાયદાની કોઇ કલમથી કંઇ લાભ મળતાં હોય તે અટકાવી શકે છે.

આ કાયદામાં છેલ્લો ભાગ નવો ઉમેરવામા આવ્યો છે. અને તેથી સરકારને જો કોઇ મંડળીની વીરૂદ્ધ હુકમ કરવો હોય તો તે મંડળીની હકીકત સાંભળવાની સરકારને માથે ફરજ નાંખી છે.

Indian Companies Act not to apply.

68. The provisions of the Indian Companies Act, 1913, shall not apply to societies registered under this Act.

કલમ ૬૮ મી : હિન્દુસ્તાનનો કંપનીનો એક્ટ લાગુ પડશે નહીં :—સને ૧૯૧૩ના હિન્દુસ્તાનના કંપનીના એક્ટના ઠરાવો આ એક્ટ મુજબ નોંધાયલી મંડળીઓને લાગુ પડશે નહીં.

કંપની એકટ ખાસ કરીને મુડી વાળાઓની જરૂરીઆત પુરી પાડવા માટે ઘડવામાં આવ્યો છે, અને તે કાયદો આર્થિક નફો કરવાના હેતુથી રચવામાં આવેલા મંડળોને લાગુ પડે છે. તે કાયદો સહકારી મંડળીઓને અનુકુળ ન પડે તેથી સહકારી મંડળીઓ માટે આ ખાસ કાયદો રચવામાં આવ્યો છે; અને કંપની એકટનું કોઇ બંધન સહકારી મંડળીઓને લાગુ પડશે નહિ, એમ આ કલમમાં જણાવવામાં આવ્યું છે. વળી સહકારી મંડળીઓને ઉત્તેજન આપવા ખાતર તેઓને અમુક પ્રકારના લાભો આપવાની જરૂર હોવાથી સહકારી મંડળીઓને કંપની એકટના કાયદામાંથી મુકત કરવામાં આવી છે.

કંપની એકટમાંથી સહકારી મંડળીઓને મુકત કરવામાં આવી છે તેથી કંપની એકટ મુજબ રજિસ્ટર કરવા વીગેરેને માટે ફી ઠેરવવામાં આવી છે, તે સહકારી મંડળીઓને લાગુ પડે નહિ, પણ સહકારી મંડળીઓ જો આ કાયદા મુજબ રજિસ્ટર કરાવવામાં આવી નહિ હોય તો તેઓને એવી છુટ મળે નહિ.

**Branches, etc., of Societies outside the Presidency.**

69. Every Co-operative Society registered outside the Bombay Presidency, which has or establishes a branch or place of business in the Bombay Presidency shall within six months from the commencement of this Act or from the establishment of such branch or place of business, file with the Registrar a certified copy of the bye-laws and amendments and, if these are not written in the English language, a certified translation in English thereof, and shall submit to the Registrar such returns and information as are submitted by similar societies in the Bombay Presidency in addition to those submitted to the Registrar of the province where it is registered.

**કલમ ૬૯મી : ઈલાકા બહાર મંડળીઓની શાખાઓ વગેરે:—** મુંબઈ ઈલાકાની બહાર નોંધાયલી જે દરેક સહકારી મંડળીની મુંબઈ ઈલાકામાં શાખા અથવા કામકાજનું સ્થળ હોય અથવા તેની શાખા અથવા કામકાજનું સ્થળ સ્થાપે તે દરેક મંડળીને આ એક્ટ શરૂ થએથી અથવા સદરહુ શાખા અથવા કામકાજનું સ્થળ સ્થાપેથી છ મહિનાની અંદર તેના પેટા-કાયદાઓ તથા સુધારાઓની દાખલો આપેલી નકલ રજિસ્ટ્રારને ત્યાં ફાઈલ કરવી અને, જો તે અંગ્રેજીમાં લખ્યા ન હોય તો તેનો અંગ્રેજીમાં દાખલો આપેલો તરજુમો ફાઈલ કરવો અને સદરહુ મંડળીએ જે ઈલાકામાં તે નોંધવામાં આવી હોય તે ઈલાકાના રજિસ્ટ્રાર પાસે પત્રકો અને માહિતી રજુ કર્યા હોય તે ઉપરાંત, આવી મંડળીઓએ મુંબઈ ઈલાકામાં જે પત્રકો અને માહિતી રજુ કર્યા હોય તે પત્રકો અને માહિતી સદરહુ રજિસ્ટ્રાર પાસે રજુ કરવાં.

આ કલમ નવી છે; અને ઈલાકાની બહારની જે મંડળીઓની આ ઈલાકામાં શાખા અથવા કામકાજનું સ્થળ હોય અથવા જે મંડળીઓ આ ઈલાકામાં શાખા અથવા કામકાજનું સ્થળ સ્થાપે તે મંડળીઓને આ કલમ લાગુ પડે છે.

Notice necessary in suits.

70. No suit shall be instituted against a society or any of its officers in respect of any act touching the business of the society until the expiration of two months next after notice in writing has been delivered to the Registrar or left at his office, stating the cause of action, the name, description and place of residence of the plaintiff and the relief which he claims; and the plaint shall contain a statement that such notice has been so delivered or left.

**કલમ ૭૦મી : ફરિયાદમાં નોટીસની જરૂર:—કોઈ મંડળીના** કામકાજને લગતા કોઇપણ કૃત્યના સંબંધમાં ફરિઆદીનું કારણ, સદરહુ વાદીનું નામ, વર્ણન તથા રહેવાની જગા, જે દાદની તે માંગણી કરતો હોય તે દાદ દર્શાવતી એક લેખી નોટીસ રજિસ્ટ્રારને સ્વાધીન કર્યા પછીના અથવા તેની ઓફીસમાં મુકયા પછીના તુરતના બે મહીના પસાર થાય નહિ ત્યાં સુધી, સદરહુ મંડળી સામે અથવા તેના કોઇપણ ઓફીસર સામે કોઇપણ ફરિયાદ માંડવી નહી; અને આવી રીતે સદરહુ નોટીસ સ્વાધીન કરી છે અથવા મુકી છે એવી કેફીયત સદરહુ ફરિયાદ અરજીમાં લખવી જોઇએ

આ કલમ નવી છે. મંડળીના કામકાજ સંબંધી જો કોઇને મંડળીપર કે તેના અમલદાર પર દાવો માંડવો હોય તો તેમ કર્યા પહેલાં તેણે બે માસ અગાઉથી દાવાની નોટીસ રજિસ્ટ્રારને આપવી જોઇએ એવી આ કલમથી ફરજ નાંખવામાં આવી છે.

સેક્રેટરી ઓફ સ્ટેટ અથવા કોઇ સરકારી અમલદાર સામે તેના કામકાજના સંબંધમાં જો કોઇને દાવો માંડવો હોય તો તેને આ પ્રમાણેની નોટીસ સેક્રેટરી ઓફ સ્ટેટના સંબંધમાં સરકાર અથવા કલેકટરને, અને સરકારી અમલદારના સંબંધમાં તેને, સીવીલ પ્રોસીજર કોડની કલમ ૮૦ મુજબ આપવી પડે છે. અને આ કલમ તે કલમને મળતી છે.

મંડળીના કામકાજ સંબંધમાં મંડળીપર કે તેના અમલદાર પર દાવો માંડવો હોય તો આ કલમમાં બતાવેલી નોટીસ આપ્યા વગર દાવો ચાલી શકે નહિ. અને જો એવી નોટીસ આપ્યા વગર દાવો માંડવામાં આવે તો તે રદ જાય. આ પ્રમાણે નોટીસ આપવાની ફરજ નાંખવાનું કારણ એટલુંજ છે કે જો મંડળીની કંઇ ચુક હોય તો તે બાબત કોર્ટે ચડયા વગર રજિસ્ટ્રારને સુધારવાની તક મળે.

મંડળીના અમલદાર સામે મંડળીને લગતા કામકાજ સંબંધમાંજ જો દાવો માંડવો હોય તો આ કલમ પ્રમાણેની નોટીસની જરૂર છે; પણ જો તે અમલદાર સામે જે કૃત્ય માટે દાવો માંડવામાં આવનાર હોય તે કૃત્ય જો મંડળીને લગતુંજ ન હોય તો નોટીસની જરૂર નથી.

જે નોટીસથી મોટે ભાગે આ કાયદાનો હેતુ સચવાતો હોય એવી જો તે નોટીસ હોય તો તે કાયદાસરની ગણાય. દાખલા તરીકે બે માણસોએ એક નોટીસ આપી હોય અને તે બાબતના દાવામાં વાદી તરીકે ત્રણ માણસો આવે તો તેથી તે નોટીસ ગેરકાયદે કહેવાય નહિ.

Rules.

71. (1) Government may, for the whole or any part of the presidency and for any society or class of any societies, make rules to carry out the purposes of this Act.

(2) In particular and without prejudice to the generality of the foregoing power such rules may—

(a) subject to the provisions of section 6, prescribe the maximum number of shares or portion of the capital of a society which may be held by a member;

(b) prescribe the forms to be used and the conditions to be complied with in the making of applications for the registration of a society and the procedure in the matter of such applications;

(c) prescribe the matters in respect of which a society may or shall make by-laws and

the procedure to be followed in making, altering and abrogating by-laws and the conditions to be satisfied prior to such making, alteration or abrogation ;

(d) prescribe the conditions to be complied with by persons applying for admission or admitted as members and provide for the election and admission of members and the payment to be made and the interests to be acquired before the exercise of the right of membership ;

(e) provide for ascertaining the value of a deceased member's share or interest ;

(f) provide for general meetings of the members and for the procedure at such meetings and the powers to be exercised by such meetings ;

(g) provide for the appointment, suspension and removal of the members of the committee and other officers and for the procedure at meetings of the committee and for the powers to be exercised and the duties to be performed by the Committee and other officers ;

(h) prescribe the accounts and books to be kept by a society and provide for the audit of such accounts and the charges, if any, to be made for such audit, and for the

periodical publication of a balance sheet showing the assets and liabilities of a society:

(i) prescribe the returns to be submitted by a society to the Registrar and provide for the persons by whom and the form in which such returns shall be submitted;

(j) provide for the persons by whom and the form in which copies of documents or entries in books of societies may be certified, and for the charges to be levied for the supply of such copies,

(k) provide for the formation and maintenance of a register of members, and where the liability of the members is limited by shares, of a register of shares;

(l) prescribe the payments to be made and the conditions to be complied with by members applying for loans, and the period for which loans may be made, and the amount which may be lent to an individual member,

(m) prescribe the prohibitions and restrictions subject to which societies may trade with persons who are not members;

(n) provide for the formation and maintenance of reserve funds, and the objects to which such funds may be applied, and for the

investment of any funds under the control of a society ;

(o) prescribe the extent to which a society may limit the number of its members;

(p) prescribe the condition under which profits may be distributed to the members of a society and the maximum rate of dividend which may be paid by societies;

(q) prescribe the procedure to be followed in presenting and disposing of appeals ;

(r) provide for securing that the share capital of any society shall be variable in such a way as may be necessary to secure that shares shall not appreciate in value and that necessary capital shall be available for the society as required ;

(s) provide that persons qualified under the by-laws of a society shall not be excluded from membership without due cause ;

(t) prescribe the procedure to be followed by a liquidator appointed under section 47 ;

(u) prescribe the mode of appointing an arbitrator or arbitrators and the procedure to be followed in proceedings before the Registrar or such arbitrator or arbitrators and for fixing and levying the expenses of determining the dispute ;

(v) provide for the issue and service of processes and for proof of service thereof;

(w) provide for the writing off of bad debts;

(x) regulate the manner in which funds may be raised by means of shares or debentures or otherwise;

(y) provide for the withdrawal and expulsion of members and for the payments to be made to them and for the liabilities of past members;

(z) provide for the nomination of a person to whom the interest of a deceased member may be paid or transferred;

(aa) prescribe the cases in which an appeal shall lie from the order of a liquidator appointed under section 47,

(bb) provide for the inspection of documents in the Registrar's office and the levy of fees for granting certified copies of the same;

(cc) prescribe the procedure to be followed for the custody of property attached under section 55;

(dd) provide for the payment of contributions at such rates and subject to such conditions as may from time to time be prescribed by Co-operative Societies to any provident fund which may be established for the

benefit of officers and servants employed by them ; and

(ee) prescribe the period and terms under which Government aid may be given to Co-operative Societies and the terms under which the Government may guarantee the payment of interest on debentures issued by registered societies.

( 3 ) Government may, subject to such conditions if any, as it thinks fit, delegate all or any of its powers to make rules under this section to any authority specified in the order of delegation.

( 4 ) The power to make rules conferred by this section is subject to the condition of the rules being made after previous publication.

( 5 ) The rules so made shall be laid on the table of the Bombay Legislative Council for one month previous to the next session thereof and shall be liable to be rescinded or modified by a resolution of the said Council tabled at its next session.

કલમ ૭૧ મી : કાનુનો :—(૧) સરકાર, આખા ઈલાકા માટે અથવા તેના કોઈ પણ ભાગ માટે અને કોઇ પણ મંડળી માટે અથવા કોઈ પણ વર્ગની મંડળીઓ માટે આ એક્ટનો ઉદ્દેશ પાર પાડવા સારૂ કાનુનો કરવાને મુખત્યાર છે.

(૨) વિશેષ કરીને અને ઉપર આપેલા અધિકારની સામાન્ય વ્યાપ્તિને બાધ ન આવે તે રીતે, એવી કાનુનોમાં—

(અ) કલમ ૬ના ઠરાવોને પાત્ર, મંડળીનો સભાસદ મંડળીના શેરોમાંથી અથવા મુડીમાંથી વત્તામાં વત્તા કેટલા શેર અથવા કેટલી મુડી ધારણ કરી શકે તે બાબત ઠરાવ કરવાનો;

(બ) મંડળીને નોંધવા સારૂ અરજી કરવા માટે વાપરવાના નમુના અને કઇ શરતો પુરી કરવી તે ઠરાવવાનો અને એવી અરજીઓની બાબતમાં કેવી રીતે કામ ચલાવવું તે ઠરાવવાનો;

(ક) મંડળી જે જે બાબતોના સંબંધમાં પેટા-કાયદા કરી શકે અથવા તેણે કરવા જોઇએ તે તે બાબતો અને પેટા-કાયદાઓ કરતી વખતે, બદલતી વખતે તથા તે રદ કરતી વખતે કામ ચલાવવાની રીત અને તે તે પ્રમાણે કરવા, બદલવા અથવા રદ કરવા પહેલાં કઈ શરતો પુરી કરવી તે ઠરાવવાનો;

(ડ) સભાસદ તરીકે દાખલ થવા અરજી કરનારા અથવા સભાસદ તરીકે દાખલ થએલા શખસોએ પાળવાની શરતો ઠરાવવાનો, તથા તે સભાસદોની ચુંટણી કરવા અને તેમને દાખલ કરવા બાબત ઠરાવ કરવાનો, તથા સભાસદ તરીકેના હક ચલાવી શકાય તે પહેલાં ભરવાની રકમો અને પ્રાપ્ત કરવાનો હિતસંબંધ ઠરાવવાનો;

(ઈ) મૈયત સભાસદના હિસ્સા અથવા હિત સંબંધની કિંમત નક્કી કરવા બાબત ઠરાવ કરવાનો;

(ફ) સભાસદોની સાધારણ સભા ભરવા બાબત, અને એવી સભાઓમાં કામ ચલાવવાના રીત બાબત અને

એવી સભાઓએ ચલાવવાના અધિકાર બાબત ઠરાવ કરવાનો;

(જી) કમિટીના સભાસદો અને બીજા ઓફીસરોની નિમણુંક કરવા બાબત, તેમને સસ્પેંડ કરવા બાબત, તથા કહાડી મુકવા બાબત અને કમિટીની સભામાં કામ ચલાવવાની રીત બાબત, અને કમિટીએ તથા બીજા ઓફીસરોએ ચલાવવાના અધિકાર બાબત તથા કરવાનાં કામ બાબત ઠરાવ કરવાનો;

(હ) મંડળીએ રાખવાના હિસાબ તથા ચોપડા ઠરાવવાનો અને એવા હિસાબ ઓડીટ કરવા બાબત તથા એ પ્રમાણે ઓડીટ કરવા માટે કાંઈ ખરચ લેવાનો હોય તો તે બાબત, અને મંડળીની માલમત્તા તથા જોખમદારી બતાવનારૂં સરવાયું (બેલન્સ શીટ) મુદ્દતે મુદ્દતે પ્રસિદ્ધ કરવા બાબત ઠરાવ કરવાનો;

(આઇ) મંડળીએ રજિસ્ટ્રારને મોકલવાનાં પત્રકો ઠરાવવાનો અને કયા શખસોએ તથા કયા નમુનામાં એવાં પત્રકો મોકલવાં તે ઠરાવવાનો;

(જે) મંડળીના ચોપડામાંના દસ્તાવેજો અથવા નોંધની નકલો ખરી હોવા બાબતનો દાખલો જે શખસોએ અને જે નમુના પ્રમાણે આપવો તે શખસો અને નમુના બાબત તથા સદરહુ નકલો પુરી પાડવા માટે લેવાના ચાર્જ બાબત ઠરાવ કરવાનો;

(કે) સભાસદોનું રજિસ્ટર તૈયાર કરવા બાબત તથા રાખવા બાબત અને સભાસદોની જોખમદારી શેર કહાડીને

નિયમિત કરી હોય તે પ્રસગે, શેરોનું રજિસ્ટર તૈયાર કરવા બાબત તથા રાખવા બાબત ઠરાવ કરવાનો;

(એલ) કરજ માગનારા સભાસદોએ કેટલી કેટલી રકમો આપવી અને કઈ કઈ શરતો પાળવી જોઇએ તે, તથા કેટલી મુદત માટે કરજ ધીરી શકાય તે મુદત તથા એક સભાસદને કેટલી રકમ ધીરી શકાય તે રકમ ઠરાવવાનો ;

(એમ) જે મનાઈ અને નિર્બંધોને પાત્ર સોસાયટીઓ જે શખસો સભાસદ ન હોય તે શખસો સાથે વેપાર કરવાને મુખત્યાર છે તે મનાઈઓ અને નિર્બંધો ઠરાવવાનો;

(એન) રિઝર્વ ફંડ જુદું કહાડીને ચાલુ રાખવાબાબત, તે ફંડ કેવી કેવી બાબતોમાં વાપરી શકાય તે બાબત અને મંડળીના તાબામાંનું કોઇપણ ફંડ વ્યાજે મુકવા બાબત ઠરાવ કરવાનો;

(ઓ) મંડળી પોતાના સભાસદોની સંખ્યાની ક્યાં સુધી હદ બાંધી શકે તે ઠરાવવાનો;

(પી) મંડળીના સભાસદોમાં કઇ શરતોએ નફો વહેંચવો તે સરતો અને મંડળીઓએ વધારેમાં વધારે કેટલા દર સુધી ડિવિડંડ આપવું તે દર ઠરાવવાનો ;

(ક્યુ) અપીલ કરતી વખતે અને તેનો નિકાલ કરતી વખતે કેવી રીતે કામ ચલાવવું તે ઠરાવવાનો ;

(આર) શેરો કિંમતમાં વધી ન જાય તેની ખાત્રીપૂર્વક તજવીજ કરવા માટે તથા જરૂર પડે તેમ મંડળી માટે જરૂરની

મુડી મળી શકે તેટલા માટે જરૂર હોય તેવી રીતે કોઇ પણ મંડળીની શેરની મુડીમાં ફેરફાર થઈ શકે તેનો બંદોબસ્ત કરવા માટે ઠરાવ કરવાનો,

(એસ) મંડળીના પેટા-કાયદાઓ મુજબ લાયક ગણાયલા શખસોને યોગ્ય કારણ શિવાય સભાસદપણામાંથી કાઢી મુંકવામાં આવશે નહીં તેનો ઠરાવ કરવાનો;

(ટી) ૪૭મી કલમ મુજબ નિમાએલા લિક્વિડેટરે કામ કઈ રીતે ચલાવવું તે બાબત ઠરાવવાનો;

(યુ) એક અથવા વધારે લવાદ નિમવાની રીત બાબત અને એવા રજિસ્ટ્રાર અથવા લવાદ અથવા લવાદો આગળ ચાલતાં કામમાં કેવી રીતે કામ ચલાવવું તે બાબત ઠરાવવાનો અને સદરહુ તકરારનો નિકાલ કરવા માટેનો ખરચ કઇ રીતે નક્કી કરવો તથા વસુલ કરવો તે બાબત નિયમન કરવાનો;

(વી) પ્રોસેસો કાઢવા તથા બજાવવા માટે અને તેની બજાવણીની સાબીતી માટે ઠરાવ કરવાનો;

(ડબ્લ્યુ) વસુલ થઇ શકે નહિ એવું લહેણું લખી વાળવા માટે ઠરાવ કરવાનો;

(એક્શ) શેર કાઢીને અથવા ડિબેંચર કાઢીને અથવા બીજે પ્રકારે જે રીતે મુડી ઉભી કરી શકાય તે રીત નિયમન કરવાનો;

(વાય) સભાસદોએ મંડળીમાંથી નીકળી જવા બાબત તથા તેમને મંડળીમાંથી કાઢી મુકવા બાબત તથા તેમને

પૈસા આપવા બાબત અને માજી સભાસદોની જોખમદારી બાબત ઠરાવ કરવાનો;

(ઝેડ) મૈયત સભાસદોનો હિતસબંધ જે શખસને આપી શકાય અથવા જેને તબદીલ કરી શકાય તે શખસ નીમવા બાબત ઠરાવ કરવાનો;

(અ અ) ૪૭મી કલમ મુજબ નીમાએલા લિકિવડેટરના હુકમ ઉપર કઈ કઇ બાબતોમાં અપીલ ચાલશે તે બાબતો ઠરાવવાનો; અને

(બ-બ) રજિસ્ટ્રારની ઓફીસમાં દસ્તાવેજો તપાસવા માટે તથા સદરહુ દસ્તાવેજોનો દાખલો આપેલી નકલો આપવા માટે ફી વસુલ કરવા માટે ઠરાવ કરવાનો;

(ક-ક) ૫૫મી કલમ મુજબ જપ્ત કરેલી મિલકત રાખવા માટે કઇ રીતે કામ ચલાવવું તે રીત ઠરાવવાનો;

(ડ-ડ) સહકારી મંડળીઓએ નોકરીમાં રાખેલા ઓફીસરો તથા નોકરોના લાભ માટે જે કોઇપણ પ્રોવિડન્ટ ફંડ સ્થાપવામાં આવે તે પ્રોવિડન્ટ ફન્ડમાં સદરહુ મંડળીઓ ઠરાવે તે દરે તથા ઠરાવે તે સરતોને પાત્ર ફાળો આપવા માટે ઠરાવ કરવાનો,

(ઈ-ઈ) સહકારી મંડળીઓને કઈ શરતો અને કેટલી મુદત માટે સરકારની મદદ આપવામાં આવશે તે ઠેરવવાનો અને રજિસ્ટર કરવામાં આવેલી મંડળીઓના ડીબેન્ચરોના વ્યાજના બાંહેધરી શું શરતોએ આપવી તે ઠેરવવાનો;

અધિકાર છે.

(૩) સરકાર, પોતાને યોગ્ય લાગે તેવી શરતો, જો કોઈ હોય તો, તેને પાત્ર આ કલમ મુજબ કાનુનો કરવાના પોતાના રધળા અથવા કોઇપણ અધિકાર નિમણુંકના હુકમમાં જે અધિકારીનું નામ લખવામાં આવ તે અધિકારીને આપવાને મુખત્યાર છે.

(૪) આ કલમની રૂએ કાનુનો કરવાનો અધિકાર એવી કાનુનો પ્રથમ પ્રસિદ્ધ કર્યા પછી કરવી એવી શતને પાત્ર છે;

(૫) આવી રીતે કરેલી કાનુનો મુંબઈની ધારાસભાની આવતી બેઠક અગાઉનો એક મહિનો સદરહુ ધારાસભાના ટેબલ ઉપર મુકવામાં આવશે તથા સદરહુ સભાની બીજી બેઠકમાં કાર્યક્રમમાં દાખલ કરેલા ઠરાવની રૂએ તે રદ થવાને અથવા સુધારો થવાને પાત્ર છે.

Saving of existing societies.

72. (1) Every society now existing which has been registered under the Co-operative Credit Societies Act 1904, or under the Co-operative Societies Act, 1912, shall be deemed to be registered under this Act, and its by-laws shall, so far as the same are not inconsistent with the express provisions of this Act, continue in force until altered or rescinded.

(2) All appointments, rules and orders made, notifications and notices issued and other proceedings instituted, under the said Acts shall, so far as may be, be deemed to have been respectively made, issued and instituted under this Act.

**કલમ ૭૨ મી : વિદ્યમાન મંડળીઓનો બચાવ :—(૧) હાલમાં વિદ્યમાન દરેક મંડળી જે સને ૧૯૦૪ના ધ્યાંટ વધારનારી સહકારી**

મંડળીઓ બાબતના એક્ટની રૂએ, અથવા સને ૧૯૨૨ના સહકારી મંડળીઓ બાબતના એક્ટની રૂએ નોંધાયલી હોય તે આ એક્ટની રૂએ નોંધાયલી છે એમ ગણવામાં આવશે, અને તેના પેટા-કાયદા આ એક્ટના સ્પષ્ટ ઠરાવોની વિરૂદ્ધ ન હોય તેટલે સુધી, તેમાં ફેરફાર કરવામાં આવે નહીં ત્યાં સુધી અથવા તે રદ કરવામાં આવે નહીં ત્યાં સુધી, અમલમાં રહેશે.

(૨) સદરહુ એક્ટની રૂએ કરેલી સઘળી નિમણૂંકો કાનુનો અને હુકમો કાઢેલાં જાહેરનામાં, અને નોટીસો અને કરવામાં આવેલી ફરીઆદો અને બીજાં કામો, જેટલે સુધી શક્ય હોય તેટલે સુધી અનુક્રમે આ એક્ટની રૂએ કરેલી નિમણૂંકો, કાનુનો અને હુકમો, કાઢેલાં જાહેરનામાં અને નોટીસો અને કરવામાં આવેલી ફરીઆદો અને બીજાં કામો છે એમ ગણવામાં આવશે.

73. The enactments specified in the Schedule are hereby repealed in so far as they apply to the Bombay Presidency to the extent specified in the fourth column of the said schedule.

Repeal.

SCHEDULE.

*Enactments repealed.*

( See section 73. )

| Year. | No. | Short title. | Extent of repeal. |
|---|---|---|---|
| | | Acts of the Governor General in Council. | |
| 1912 | II | The Co-operative Societies Act, 1912. | The whole. |
| 1920 | XXXVIII | The Devolution Act, 1920. | So much as relates to Act II of 1912. |
| | | Act of the Governor of Bombay in Council. | |
| 1920 | I | The Bombay Land Revenue Code ( Amendment ) Act, 1920. | The whole. |

**કલમ ૭૩ મી : રદ કરવું :**—આ ઉપરથી પરિશિષ્ટમાં જણાવેલા કાયદાઓ જેટલે સુધી તે મુંબઈ ઇલાકાને લાગુ પડે તેટલે સુધી સદરહુ પરિશિષ્ટના ચોથા આશનમાં નિર્દિષ્ટ કરવામાં આવેલી હદ સુધી રદ કરવામાં આવ્યા છે.

# પરિશિષ્ટ

રદ કરેલા કાયદાઓ.

( જુઓ કલમ ૭૩ .

| વર્ષ. | નંબર. | ટુંકુ નામ. | કેટલા સુધી રદ કર્યો તે |
|---|---|---|---|
| | | ગવર્નર જનરલ જનરલ ઇન કૌંસીલના આકટ. | |
| ૧૯૧૨ | ૨ | સને ૧૯૧૨નો સહકારી મંડળીઓ બાબતનો આકટ. | આખો. |
| ૧૯૨૦ | ૩૮ | સને ૧૯૨૦નો ( અધિકારો ) સોંપવા બાબતનો આકટ. | સને ૧૯૧૨ના ૨જા આકટને જેટલો સંબંધ ધરાવે છે તેટલો. |
| | | મુંબઇના ગવર્નર ઇન કૌંસીલનો આકટ. | |
| ૧૯૨૦ | ૧ | સને ૧૯૨૦નો મુબઇનો જમીન મેહેસુલના કાયદા ( સુધાર્યા પ્રમાણે)નો આકટ. | આખો. |



## સાંકળીયું.